

# બોઘો

હાસ્યરસથી ભરપુર
નવલકથા.

108

મુલ્ય
ફક્ત, ચાર આના.

શ્રી હરિહર પુસ્તકાલય. ટાવર રોડ, સુરત.

# બોઘાના બખાડા

( એક હાસ્યરસથી ભરપૂર વાર્તા )

: : : : : : : પ્રકાશક : : : : : :

જયંતિલાલ વિઠ્ઠલદાસ મહેતા,

: : : શ્રી હરિહર પુસ્તકાલય : : :

: : : : : ટાવરરોડ, સુરત : : : : :



આવૃતી ૧ લી. ૧૯૩૯ પ્રત. ૩૩૦૦

સુરત, બરાનપુરી ભાગળ. ભાજીવાળી [illegible]

મધુ પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું.

'' [illegible] ''



હીરા ઉર્ફે ભેખાભાઇના બાપા થોડા દિવસ પહેલાં ગુજરી ગયા હતા. અત્યારે હીરાએ તેની વિધવા માતા સાથે રકજક આદરી—મા, મને બાપા વીના ગોઠતું નથી.

"મનેય ઘણું નથી ગોઠતું દીચરા, પણ પરભુના ઘર આગળ આપણો કાંઈ ઉપાય સે?" હીરાની માતા મેથીબાઇએ દયામણું મોઢું કરી દીકરાને દીલાસો દીધો.

"તું ગમે એમ કર પણ મારે બાપ વન્યા નૈં હાલે!"

બેટા! તારા બાપ હવે પાસા નૈં આવે.

"કેમ નો આવે? જો તું નાતરું કરતો આ ઘડીએ મારા નવા બાપા આવે."

"રે–રે– માંડીવાળેલ? દીકરો ઉઠી માને નાતરું કરવાનું કેમ?"

"તે હું ક્યાં નવું કઉ છું, અજકાલ પૂન્યા લગ્ન તો આખા મલકમાં થાય સે. નવી મા, તો મલકમાં ઘણાય કરતા હશે; હું નવો બાપ કરું તંયે મારી નામના નિકળે. તારે નાતરું નો કરવું હોય તો કાંઈ નૈં, મારે તો નવો બાપ કરવો સે."

"તારો લાડવો સેળું તારો? મેથીબાઇએ ખીજાઇને સાંબેલું ઉપાડ્યું, માથું સલામત રાખવા હીરાભાઇ ભાગી છુટ્યા. મેથીબાઇ પાછળ પડ્યા. હીરો દોડી દોડીને થાક્યો ત્યારે ઉભો રહી ગયો. મેથીબાઇ તેની નજીક જઇ પહોંચ્યા ને હીડંબારૂપે હીરાને માથે સાંબેલાનો ઘા કરવા ગયા એટલામાં હીરો હાથ જોડીને બોલ્યો—

"મા! તારે નો પરણવું હોય તો કાંઇ નૈં મને મારીશ મા,

"હં...અંતગે આમ ડાહ્યો થાને દીકરા! હવે ઘરે હાલ,

"ના, મારે બાપ વન્યા ના ઘરમાં આવવું હરામસે, મને થોડાક રૂપીઆ દ્યોદે. એટલે હું પરદેશમાં હાલ્યો જાઉં."

"હીરાની માગણી મીઠીબાઈને મીઠી સાકર જેવી લાગી. ઘરે કાંઇ કામ ધંધો કરતો નથી. જો થોડા દી પરદેશમાં ફરે તો કાંક અક્કલ આવે!" એમ જાણી એણે ઉભે પગે ઘરે જઇ રૂપીઆ પાંચ હીરાને આપી દીધા.

હીરો તો રૂપીયા પાંચ લઇને હાલી નિકળ્યો. હાલતા હાલતા એને વિચાર થયો કે હાઇયને જાઉં હાહરે, ગાંઠે પાંસ રૂપીયાસે એટલે હાઉ હાહરો મારા એ હીયાળા કઇ જાહે ને વઉને મોકલી દેહે.

એવો વિચાર થઇ આવતાં તે તેના સસરાના ગામ તરફ વેગે વેગ ઉપડયો. બીજે દિવસે તેના સસરાના ગામને પાદર જઇ પહોંચ્યો અહીં આવતા એને વિચાર થયો કે.

ગમે એવો તોય હું પણહાહાર જમાઇ ગણાઉં જો મારો હહરો ધામધુમથી સામૈયું કરે તોજ એને ઘરે જાઉં નૈતો નથી જાવું.

એવો નિરધાર કરીને તે ગામ બહાર કુવાના કાંઠા ઉપર બેઠો, એ કુવા ઉપર આખા ગામની નારીઓ પાણી ભરવા આવે છે. હીરો તો એક એક પનીહારીના મોઢા તરફ ધારી ધારીને જોતો મનમાં વિચારી રહ્યો છે.

આમાં મારી વહુ કઇ હહે?

પનીહારીઓ અજાણ્યા હીરાને ગાંડો ગણી એની મૂર્ખતા પર મરકમરક મોઢા મરકાવતી માથે પાણીનાં બેડાં મુકી ગામમાં ચાલી જાય છે. હીરો પોતની તરફ દરેક પનીહારીઓને મોઢાં મરકાવતી જોઇ જાણી ગયો કે.

આખું ગામ મને જમાઇ તરીકે ઓળખી ગયું સે. હવે હરાત નો. અબ ઘડીએ સામૈયું આવહે.

એમ સામૈયાની વાટ જોતા જોતા ઘણો વખત નીકળી ગયો. હીરો તરસ્યો થયો. એટલે સ્થળેથી ઉઠીને કુવા પર ગયો. એક પંદર વરસની પનીહારી માટીને ઘડે પાણી સીંચતી હતી તેની સામે બેવ હાથનો ખોબો ધરી બોલ્યો.

બાઇ એન હુ બઉ તરહ્યો થયો સઉ મને થેડુંક પાણી પા. ભગવાન તને મારી જેવો રૂપાળો ને અક્કલવાળો ભાયડો દેહે.

છોકરી તીખી મરચા જેવી હતી હીરાના વેણ સાંભળીને ખીજાણી. પાણી ભરેલ માટીનો ઘડો એને માથે ઝીંક્યો. ઘડો ફુટ્યો પણ કાંઠો સલામત રહ્યો. કાંઠા સાથે બાંધેલું સીંચણીયું હીરાના ગળા સાથે બે ત્રણ આંટા લઇ ગયું. પનીહારી હાથમાં સીંચણીયાનો છેડો ઝાલીને ગામ તરફ ભાગવા લાગી. હીરા ભાઇ તેની પાછળ ઘસડાયા. ગામની ન્હાનકડી બજારમાંથી જ્યારે હીરા ભાઇનો વરઘોડો નિકળ્યો ત્યારે બજારમાં ઉભેલા નરનારીઓ ભારે અજાયબી પામતા તેની પાછળ દોડવા લાગ્યા. એક ઘરના દ્વાર આગળ જઇ છોકરી ઉભી રહી એટલામાં ઘરમાંથી એક ઘરડો આદમી નિકળી આવ્યો. તે પેલી પનીહારીનો પિતા હતો તેણે પુત્રિના કરમાં સપડાયેલા કેદી તરફ ઘડી-ભર આશ્ચર્ય ભરી નજર કરીને બૂમ પાડી.

અરે આતો જમાઇરાજ હીરા!

છોકરી સીંચણીયાનો છેડો મુકી ઘરમાં ન્હાસી ગઇ. હીરો સમજી ગયો કે સામૈયું થઇ ચૂક્યું

લોકો તો આ વરઘોડો પેથાભાઇના જમાઇનો હતો એ જાણી ખડખડાટ હસતા ત્યાં વિખરાઇ ગયા.

અરે જમાઇ! આ તે કાંઇ રીત કહેવાય? તમારાથી આવી રીતે આંઇ અવાય? પેથાભાઇએ જમાઇને ઠપકો આપ્યો. તે હું ક્યાં મારી મેળાએ આવ્યો સઉ

તં યે!

તમારી દીકરી મારે ગળે ફાંસો નાખીને લઈ આવીસે. એમ પેથાભાઈએ વિસ્મય થઈ પુછ્યું, ભલા એમ કેમ થયું ?

સાંભળો, તમારી દીકરી મારો વિચાર કળી ગઈ કે, હું ભરથરીની પેઠે ભેખ ધરી ઘરબારનો તીયાગ કરી નિકળી જવાનો સઉં એથીજ એણે મારા ગળામાં સંસાર વેવારનો ફાંસો નાખ્યો.

હા ભઈ, કહી પેથાભાઈ હીરાને ઘરમાં લઈ ગયા. હીરાની સાસુએ જમાઈના વારણા લીધા અને પૂછ્યું.

ના

કેમ કંઈ માંદા સે ?

માંદા કરતાંય ભેસ, નવી નવાઈના રાંડયા સેતે કહીને હીરો રડવા લાગ્યો.

સાસુએ જાણ્યું કે જમાઈને બાપ સાંભરી આવ્યો છે એટલે એણે દીલાસો દેતા કહ્યું.

હશે હવે સવારે પરભુ વેળા વળાહે.

ઈતો હુંયે જાણું સઉં કે બધા સારા વાના થાએ પણ અટાણે માની અવળાઈમાં મારે પરદેહમાં રજળ પાટો કરવો પડશે.

"તમે પરદેહ જાવાના સો ?" પેથાભાઈએ પુછ્યું.

હા, એટલા માટેજ તેડવા આવ્યો સઉં.

તો મોકલશું. અમારી કયાં ના સે.

સાંભળીને હીરો તો ખુશીખુશી થઈ ગયો, સાંજ પડી સાસુએ કંસાર કરી હીરાને જમાડયો અને કળીયાની ખુલ્લી હવામાં પલંગ પાથરી દીધો. હીરો સુનો પણ એ પ્રેમી હતો. એના અંતરમાં શૃંગાર રસનો સાગર રેલાતો હતો; એટલે નિંદ્રા ક્યે આવે. અર્ધ નિશા થઈ. ઘરના સઘળા માણુસો ભર નિંદ્રામાં પડયા હતા. તે વખતે આપણો હીરો જાગતો હતો. તે પ્રિયામિલનની આશાએ ઉઠયો. હળવે હળવે પગલાં ભરતો ઓસરી પર પહોંચ્યો. ઓસરીમાં પેથાભાઈ એક રાતી

શાલ ઓઢીને આળોટતા હતા. હીરો તેનેજ પોતાની ઘરવાળી સમજ્યો. ધીરે રહી તેની પાસે બેઠો અને પેથાભાઇના અંગ ઉપર ધીમો કર ફેરવતો બોલ્યો—

"હે સાજણુ, હે ચંચલ! તમારી સાયબાનો છેડો એક કોર કરીને આ તમારા કળાયલ મોરના તમારા હેળાની ઝાળ જેવું મોઢું દેખાડો?"

હીરાના એ હળવા પ્રેમ વાક્યોનો પડઘો પાડતું ઓરડામાંથી કોઇનું હળવું હાસ્ય સંભળાયું. એ કોણ હસતુ હશે? હીરાની ઘરવાળીજ તો!"

હે રાણી, રાધા જેવી રહીયાળી; મારા જેવા શામળુગારા કાનુડની ઘરવાળી. બોલતા કેમ નથી રહણાં સો?

એમ બોલતા પ્રિયતમાના મુખચંદ્રના દર્શન કરવાની અધીરાઇએ હીરાભાઇએ સાલનો છેડો ઉચક્યો. ઉંચકતા સાથેજ એના હાથમાં પેથાભાઇની ઉંદરની પુછડી જેવી મુછો આવી ગઇ.

એલા કોણ છ? કહેતા કને પેથાભાઇ ઝબકીને જાગી ઉઠયા. જુએ છે તો હીરો— જમાઇ? આંઇ શું કરો સો?"

સાબદાઇ કરું સઉ. હીરાએ મોઢે ચડયો તે જવાબ આપી દીધો.

અટાણે હલવું સે?

હા, હીરો મનમાં રાજી થયો કે પ્રભુએ લાજ રાખી ખરી. મેં ય ભારે કરી. વહુને બદલે સાહરાની સેડ કરી."

પેથાભાઇએ તેની ઘરવાળીને જગાડીને કહ્યું, સોકરીને સાબદી કર, જમાઇને જાવું સે.

હીરાભાઇની પરણેતરનું નામ રાસબાઇ હતું. એણે વાંધો ઉઠાવ્યો કે મારા આવા મુર્ખા ધણી સાથે જવું નથી.

જરાક શરમ રાખ્ય સોકરી. હાહરે જાવાની ના પડાતી હશે. તું હાહરે ને જા તો તારે બદલે કોણ તારો બાપ હાહરે જશે? પેથાભાઇના ધર્મપત્નિએ પુત્રિને શિખામણ આપી.

માતાપિતાના હાથથી રાઇ કોચવાતે જીવે પતિ સાથે જવા તૈયાર થઇ. હાથમાં લુગડાનો બચકો લઇ ઘર બહાર નિકળી. હીરો તો ફળીમાં તૈયાર થઇનેજ ઉભો હતો.

જમાઇ! સાચવીને જાજો ! ને અમારી દીકરીને હાસવજો. પેથાભાઇએ હીરાને ભળામણ કરી.

અરે હાકેરાજી ! શું બોલ્યા—તમારી દીકરી છ, મારી દીકરી એને હું દુઃખી નૈં થવા દઉં.

સાંભળોસને ? આ તમારા હીરા જમાઇ સું ભાહી રહ્યાસે ? પેથાભાઇના ઘરવાળી હીરાના 'ઉપલા વેણુ સાભળી પટપટાટ કરી ઉઠયાં"

હશે ઇ તો છોકરૂ સે. પેથાભાઇએ ઉદારતા બતાવી. હીરા ! કાગળપતર લખતો રેજે.

સારૂ, કહીને હીરો ખડકી બહાર નિકળ્યો. રાઇ તેની પાછળ ચાલી પેથો અને તેના ઘરવાળાં આઘે સુધી દીકરી અને જમાઇને વળાવીને પાછા વળ્યા.

હીરો ગામ બહાર નિકળી ચાલી નિકળ્યો. ક્યાં જવું છે તેનું તેને ભાન નથી તેની ઘરવાળીએ શરમ છોડીને પૂછ્યું.

હાંભળો સોને ! આપડે ક્યાં જાશું ?

ક્યાં શું ? આખો મલક પડયો સે મારા જેવા હુશિયારને હાલતાં નોકરી મળી રેશે જ્યાં નોકરી મળેહે ત્યાં રઇ જાશું.

એવી વાતો કરતાં કરતાં સવાર પડતાં પહેલાં ધણીધણીઆણી બન્ને દૂર નિકળી ગયા. પાલનપુર ગામને પાદર સરિતા તીરે જઇ પહોંચ્યા. સરિતા કિનારે અત્યારે કેટલાએક બ્રહ્મણો સ્નાન કરી પૂજાપાઠ આદરી રહ્યા હતા કેટલાએક સ્નાન કરવા આવેલા અન્ય

મનુષ્યો તરફ હાથ લંબાઇ " એક ઘણું દાન સહસ્રગણું પુન્ય " એવા લેવાના મંત્ર ઉચ્ચારી રહ્યા હતા

સાભળીને હિરાના મનમાં એક નવો ખુદો જાગ્યો. ગાણું ! મેં મુસાફરીમાં બાયડી લીધી એ જાણીજોઇને ભુલ કરીસે. જો મારગમાં ખોવાઇ જાહે કે કોઇ સોરબોર મળતા સોરાઇ જાહેતો નેરકો બાયડી બીનાનો થઈ બેહીશ. એના કરતાં આ બામણ એક લઇ ને સો દેવાનું કેસે. તો અટાણે આ બાયડી એને દઇ દઉં. જ્યારે જરૂર પડસે ત્યારે સો ગણી લઇશ. એવો વિચાર કરીને તે એક બ્રાહ્મણ પાસે જઇ બોલ્યો. એ ભાઇ એકના સો મળે ઇ વાત સાચી ?

હા ભાઇ શાસ્તર કેસે.

એમ ? તો તો મારે તને દાન દેવું સે.

ખુશીથી. શું દેવું સે ?

જો આ સામે ઉભીને ઇ બાયડી

બ્રાહ્મણે હાથ જોડયા. ભાઇશાબ મશ્કરી કરો મા.

મસકરી ને ખરી વાત કરૂં સઉં

ગાંડા થયા કે શું ? બાયડીના દાન તે દેવાતા હશે ?

કેમ ? સોરી કરી જાય એના કરતા ધરમાદો થાય ઇ સું ખોટું સે ? તું સવસ્તી કે એટલે હું બાયડી આપીને હાલતો થાઉં. મારે નથી જોતી.

પણ મારે આપવી સે એનું કેમ ? એમ બોલતો તે રાઇ પસે ગયો. એનું કાંડું ઝાલીને બ્રાહ્મણ પાસે ઘસડી લાવ્યો. રાઇ કરગરી પડી. અરે ? તમે આ શું કરી રહ્યા સો ? ક્યાંય બાઈ માણહના દાન દેવાતા હશે ?

નથી દેવાતા એટલેજ દઉં છઉં. જો દુનીઆમાં કોઇએ નો કર્યું હોય એવું નવું દાન હું કરૂં તો કરણ કરતાં વધારે દાનેશ્વરી ઠરૂં.

રાઇ સમજી ગઇ કે મરી આજ આનામાં મીઠું નાખતા ભુલી ગઇસે તે ચૂપ ઉભી રહી

લે આ બાયડી સભાળી લેજે. એમ કહીને હીરો ત્યાંથી ચાલતો થયો.

બેન! હીરાના જવા પછી પેલો બ્રાહ્મણ બોલ્યો. તુ ગભરાઇશ નૈ. મને તું તારા સગા ભઇ જેવો ગણજે. તું જ્યાં કહે ત્યાં હું તને પહેચાડી દઉં. રઇએ તેના બાપના ગામનું નામ દીધું એટલે બ્રાહ્મણે એક એક્કો ભાડે કરી રાઇને તેમાં બેસાડી દીધી રાઇ બાપને ઘરે જઇ માબાપ પાસે રડી પડી. અને પોતાના મુરખ ધણીએ પોતાની જે વલે કરી હતી તે કહી સંભળાવી. સાંભળીને પેથાભાઇએ કહ્યું.

મારો મૂરખ! મેં મારી દિકરી એને ઘરમાંદા કરવા કયાં દીધીથી? રાઇ હવે જરાય મુંઝાઇશ માં. હવે તારા વર જેવા આઠ વર આવશે તોય હું તને નહિ મોકલું.

બૈરીનું દાન કરીને હાલી નીકળેલો હીરો માર્ગમાં પાંચ રૂપીઆ-માંથી એક રૂપીઓ વટાવી ડાળીઆ ફાકતો ચાલ્યો જતો હતો. તેવામાં વન વગડા વચ્ચે એક ચોર મળ્યો.

એણે હીરાને ઉભો રખીને પૂછ્યું. કોણ છે તું?

હું...હીરો! મેથાભાઇનો દિકરો, રાઇ બાઇનો વર અને પેથાભાઇનો જમાઇ

સાંભળીને ચોર કળી ગયો કે ભાઇ વેતા વીનાના લાગેસે જા...જા...તારા જેવા માણહને નથી લુંટવો.

ગરીબ તું ને તારો બાપ. બન્દા પાહિતો રૂપીઆ ચાર રોકડા ને બાર આનાનું પરચુરણ આ રહ્યા.

ચોરે રૂપીઆ જોઇ હીરાને પકડયો અને માર મારી પરાણે જેટલા પૈસા હતા તેટલા આંચકી લીધા પૈસા લઇ લીધા પછી હીરાએ પૂછ્યું.

ભાઈ સાબ ! તમારો ધંધો બહુ સારો હો, તમારી ભેળા મને નોકર રાખશો.

અલ્યા મારી નોકરી કરલીસે ? ચોરે તાજ્જુબ થઇને પૂછ્યું.

હા...ભાઇસાબ ! જે હતું ઇ તમે લઇ ગયા સો હવે કાંઇ ખાવા પીવું નથી. આ વન વગડામાં કોની પાંહે નોકરી ગોતવા જાઉ ? ઇ કરતાં તમેજ રાખી ल्यो. હમણાં ખાવાપીવા દેજો ને જ્યારે મારૂં સારૂં કામ જુઓ ત્યારે પગાર બાંધી દેજો.

ચોરે જાણ્યું કે બિચારો ગરીબ માણસ સે ભલેને ખાયપીને સાથે ફર્યા કરતો એમ ધારી હીરાને તે સાથે લઇ ગયો. હીરો તો ચોરના ગામડામાં જઇ ખાઇપી મજા કરવા લાગ્યો. એક રાતે ચોર ચોરી કરવા જવા તૈયાર થયો

શેઠ કેનીપા ? હીરાએ પૂછ્યું.

હીરા હું ચોરી કરવા જાઉં છું

આવી કાળી રાતે અંધારાના નિકળો એના કરતાં મોળા દીએ અજવાળામાં સોરી કરવા જતા હો.

માળા મૂરખ, દીવસે ચોરી કરવા નીંકળાય ?

એમાં શું વાંધો સે ? ભલે રાતે તો રાતે આજ તો મને હારે લઇ જાવ જો સોરીમાં સારૂ કામ કરી બતવું તો મને કાંક પગાર બાંધી દેજો.

ચોરે જાણ્યું કે આ અક્કલ વીનાનો માણસ ચોરીમાં બે ઘડક કામ કરી શકશે તેણે હીરાને સાથે લીધો. ત્યાંથી બે કોશ દુર એક ગામડામાં જઈ જોગીના ઘરમાં પ્રવેશ કર્યો. ચોર ઘરમાં ચોરી કરવા ગયો. હીરો ઓસરીમાં ઉભો હતો ઘરના તમામ માણસો ભર નીંદ્રામાં પડયા હતા ઓસરીમાં ઝાંખો દીવો ઝગતો હતો. એના અજવાળામાં

હીરાએ ચાર ફેર નજર કરી તો ભીંત સાથે તેણે જોગીનું ડાકલું અને ડાંડી લટકતા જોયા.

મારું આ ડાકલું વગાડયું હોય તો ભારે મઝા પડે, એમ કહી એણે ભીંતથી ડાકલું હાથ કરી વગાડવા માંડયું.

ધં-ઘૂ...ઘૂ...ઘર...ઘૂ...ઘૂ... એવો ડાકલાનો ઘોર અવાજ ગાજી ઉઠયો. એ અવાજ સાંભળીને ઘરના સઘળા માણસો જાગી ઉઠયા. આડોશીપાડોશી પણ દોડી આવ્યા. ચોર! ચોર...એવા ચારે ફેર ડેકારો થઇ ગયો.

જોગી હાથમાં કડીયાળી ડાંગ પકડીને હીરા સામે દોડયો હીરો ડાકલુ ફેંકીને બોલ્યો

ભાઇસાબ! ઘા કરશો માં. હું કાંઇ ચોર નથી પણ ચોરનો નોકર છઉં.

ચોર ક્યાં છે?

આ ઘરમાં રહ્યો.

એક સામટા માણસોએ ઘરમાં જઈ ચોરને પકડયો. ચોર તો હીરાની મૂર્ખતા પર ગુસ્સાય રહ્યો હતો. એવે હીરાએ હડી કાઢી ચોરના બેય પગ પકડી હાથ જોડી કરગરવા માંડયું કાં...કામ જોયું ભાઇ સાબ! મારો પગાર બાંધી દયો ને?

ચોરે દાંત કચકચાવ્યા. જો આમાંથી છુટું તો તારો બરાબર પગાર બાંધી દઉં... એ મનમાં બબડયો. હીરાને માંડો ધરી લોકોએ જતો કર્યો અને ચોરને પોલીસ ચોકી તરફ લઇ ચાલ્યા.

ચોર માર્ગમાં છટકયો. સામટા માણસો સામે મારફાડ કરી ભાગી છુટયો. માણસો ઘણા પાછળ પડયા પણ પકડાયો નહિ. તે સહીસલામત તેને ઘરે પહોંચી ગયો.

ઓહો...તમે તો મારી પેલા આવી ગયા સો ને શું? એમ બોલતો હીરો આવી પોંચ્યો.

માળા તેં મને સપડાવી દીધો.

ભાઇશાબ! એમાં મારો શું વાંક? કોઇદી ડાકલું વગાડ્યું નોતુ. વગાડવાનું મન થઇ ગયું ને જરાક વગાડ્યું એમાં બધા માણસ ભેગા થઇ ગયા. ચોરને એની મૂર્ખતા પર દયા આવી હવે કોઇ દિવસ મારી સાથે આવીશ નહિ

એક વખત હીરાના શેઠે મોટી ચોરી કરેલી. પોલીસ તેની પાછળ થઇ. ચોર ઘરમાં જઇ એક કોથલામાં ભરાઇ ગયો. પોલીસો પાછા આવી ઘરની જડતી લેવા લાગ્યા પણ તેનો પત્તો મળ્યો નહિ.

નથી. એક પોલીસ બોલી ઉઠયો.

હવે નથી શું? અમે સુઝેસ કે નૈં? એ કોથલામાં રીયો. હીરાએ હીરાપણું દેખાડી દીધું. બિચારો પકડાઇ ગયો અને ચોરી કરવા બદલ જેલમાં પુરાઇ ગયો.

હીરો શેઠની વાર જોઇ જોઇને થાકયો પણ શેઠ પાછો ઘરે આવ્યો નહિ એટલે તે બીજે નોકરી ગોતવા નીકળી પડયો.

હીરો ચોરના ગામમાંથી નિકળી ચાલવા લાગ્યો. ચાલી ચાલીને તે થકી ગયો. ભૂખ પણ બરાબર લાગી હતી. ચાલતા ચાલતા મનમાં વિચારવા લાગ્યો કે હવે જાઉં કયાં? ખાવું શું?"

જંગલમાં એક વણઝારાની પોઠ રાત ગાળવા પડી હતી હીરાએ તે પડાવ જોયો. આ પડાવમાંથી જરૂર ખાવાનું મળી જાહે એમ ધારીને તે એક તંબુ પાછળથી છાનોમાનો તંબુમાં ગયો. ખાંખ-ખોળા કરવા લાગ્યો. તંબુમાં એક ખાટલા ઉપર એક વૃદ્ધ પુરૂષ સૂતો હતો, તે ભર ઉંઘમાં હતો. તેનાથી થોડે દુર હીરાએ એક સગડી જોઇ, સગડી ઉપર એક તપેલી હતી. તેણે પાસે જઇને જોયું તો તપેલીમાં દુધ ગરમાગરમ હતું. જોઇને હીરો ખુશખુશાલ થઇ ગયો. એક

વાસણુ ગોતી કાઢીને તે દુધ પીવા લાગ્યો. દુધ ભારે મીઠું લાગ્યું. અંદર બદામ, પીસ્તા, ચારોલી, સાકર અને કેસર નાંખ્યા હતાં. વાહ દુધ વાહ ! એવા વખાણુ કરતો હીરો ગરમા ગરમ દુધ પીવા લાગ્યો. તપેલીમાં થોડું દુધ બાકી રહ્યું ત્યારે તેને વિચાર થયો કે–

આ બિચારો ઘરડો ડોહો દુધ ઉનું મુકીને ઉંઘી ગયો સે ને હું બધું દુધ પી ગયો. હવે તપેલીમાં થોડુંક દુધ પડયું સે. ઇ એના હડુ રેવા દઉં તોય ઉંઘમાંથી જાગશે એટલી વારમાં સગડી ઉપર બળી જાહે ને એનો જીવ દુધમાં રઇ જાહે. ઇ કરતાં લાવને થોડુંક પાઇ દઉં.

એમ બોલીને તેણે તપેલીમાંથી દુધ વાટકામાં ઠાલવી વાટકાને આણુસીએ ઉપાડયો અને બુઢો વણઝારો પલંગ ઉપર મોઢું ફાડીને સુતો હતો તેના મોઢમાં ગરમાગરમ દુધની ધાર કરી

ઊ હું હું હું બુઢો મોઢું દાઝવાથી ચીસ પાડી ઉઠ્યો.

હીરો વાટકો ફેંકીને ભાગ્યો. એક ખાલી ખોખું પડયુ હતું તેમાં છુપાઇ ગયો.

વૃદ્ધ વણઝારાની બુમોથી પોઠયનાં સઘળા માણસો જાગી ઉઠયા. તેઓ તંબુમાં આવી પુછવા લાગ્યા. શેઠ સાહેબ શું થયું ?

મારા મોઢામાં કોઇ માણસ ફળફળતું દુધ રેડીને આટલામાં છુપાઇ ગયો.

માણસોએ ચોરને શોધવા માંડયો પણ હીરો હાથ પડયો નહિ. થાકીને સઘળા પાછા સુઇ ગયા. દાઝી ગયેલો બુઢો પણ તરફડી તરફડીને નિંદ્રામાં પડયો. એવે પાછલી રાતના ચોરો આવ્યા. તેઓ ચાર જણુ હતા. ચારો બુઢાવાળા તંબુમાં ઘુસ્યા.

એલા, આ પટારામાં માલ હશે. એક ચોરે જે પેટીમાં હીરો સંતાણો હતો તે પટારો ઉપાડી લેવા કહ્યું.

બીજા ચોરે તે પેટી ઉપાડી લીધી અને ચારે જણા ભાગી છૂટયા.

ભઇ પટારો ભારે વજનદાર છે. મારું માથું ભાંગવા આવ્યું. વારાફરતી સૌ ઉપાડો."

પેલા ચોરને માથેથી બીજા ચોરે પટારો ઉપાડયો. ભાર તો બધાને બહુ લાગવા માંડયો પણ આમાં ખૂબ માલ હશે એવી આશાએ તમામ પરાણે પરાણે ઉપાડયે જતા હતા. હીરો તો પેટીમાં બેઠો બેઠો ભારે આનંદ અનુભવી રહ્યો હતો. આ ઠીક ઉપાડીને મુસાફરી કરાવનારા મળી ગયા.

પેટી ભારે વજનદાર હોવાથી ચારેને નાકે ચણા આવી ગયા હતા. અત્યારે ચારમાંથી એકેય પેટી ઉપાડવા તૈયાર નહોતો એટલે બીજાએ ચોકખી ના સંભળાવી. " હું પેટી ઉપાડવાનો નથી "

તો તું ઉપાડય. પેલાએ ત્રીજા સામે જોઇ પૂછયું. તેણે પણ ના પાડી. ચોથાને પૂછયું તેણેય ના પાડી. તેથી પેલો રોષે ભરાઇ પોકારી ઉઠયો. કોઇ નો ઉપાડો એમ હો તો હું ફેંકી દઉં છું કેમ કોઇ ઉપાડો છો કે પછાડું?

" ભાઇ! પછાડસ શું કામ? જો તારાથી મારો ભાર નો ઉપાડાતો હોય તો હું મારા મેળાએ તમારી ભેળો હાલી નિકળું. હમણાં ચોર પેટીનો ઘા કરશે તો પોતાના પાંસળાં ભાંગી જશે એવા ભયથી પેટીમાં બેઠેલો હીરો બોલી ઉઠયો. પેટીમાંથી માણસનો અવાજ સાંભળી ચારે ચોર આશ્ચર્ય પામ્યા. પેટી નીચે ઉતારી એ પહેલા હીરાએ બહાર નિકળી ચોરો સામે બેય હાથ જોડી રામરામ કર્યા.

તું કોણ સો?

હું એ સોર છઉં. આ ખોખમાં સંતાઇ ગયો હતો.

ભલા માણસ તને ઉપાડી ઉપાડીને અમારો આટો નીકળી ગયો તોય તું બોલ્યો નૈ?

ક્યાંથી બોલું. હાલી હાલીને હું થાકી ગયો હતો. તમે મને આંઇ લગી ઉપાડી લાવ્યા એટલે ભગવાન તમારૂં ભલું કરશે. હીરાએ આશીર્વાદ આપ્યો.

ચોરોએ એને ગાંડો ધારી માર મારી કાઢી મૂકયો. તેઓ ખાલી બોખું તપાસી ચાલ્યા ગયા. હીરો બીજે માર્ગે ચાલતો થયો. ચાલતો ચાલતો તે એક નાનકડા શહેરમાં પહોંચ્યો. એક સુન્દર મકાન જોઇ આમાં કોઇ પૈસાદાર માણસ રેતો હશે એવી કલ્પના કરી તે મકાનની અંદર દાખલ થયો.

કોન છે તું? મકાનમાં એક વૃદ્ધ શેઠીઓ બેઠો હતો તેણે અજાણ્યા હીરાને પૂછ્યું.

હું નોકરી ગોતવા નિકળ્યો છઉં.

તું કંઇ કામ કરી શકે એવું મને દેખાતું નથી. તારા દીદાર તો જો. એ શેઠે. હીરાની સીકલ જોઇ કહ્યું.

સાબ! મેં તો હું રખડી રખડીને આવો થઇ ગયો સઉં.

તને કંઇ કામ આવડે છે?

હા બધું જે કહેશો તે કામ હું બરાબર કરીશ.

પહેલા શું કામ કરતો હતો?

ચોરના હથે ચોરી કરવા જતો.

તું ચોર હતો! જા મારા મકાન બહાર ચાલ્યો જા. મારે તારા જેવા ચોરની જરૂર નથી.

સાબ? હું ચોર નથી. ચોરનો નોકર હતો.

પેલા શેઠે જાણ્યું કે આ બિચારો કોઇ અર્ધ દીવાનો છે. ભલે અહીં રહેતો. જે કરશે તે કામ કરાવશું એવો વિચાર કરીને તેણે હીરાને કહ્યું, ઠીક આજથી હું તને નોકર તરીકે રાખી લઉં છું.

હીરાએ પુછ્યું, પગાર શું આપશો ? હાલ તો તને ખાવું પીવું, લુગડાં-લત્તાં અને ચાર રૂપિઆ પગાર આપીશ. જો સારૂં કામ કરીશ તો પગાર વધારી દઇશ.

કામ તો હું સારૂં કરીશ પણ પગાર ન વધારો તે ?

એમ હોય ? હું ખુશીમાં હોઉં ત્યારે અરજ કરજે.

તમે ક્યારે ખુશીમાં હો ?

હું જ્યારે દાંત કહાડું ત્યારે તારે જાણી લેવું કે હું ખુશીમાં છું-

ઠીક.

હીરો તે દિવસથી તે શેઠ જેનું નામ ભીમપ્રસાદભાઇ હતું. તેને ત્યાં નોકર તરીકે રહ્યો. શેઠ જે કામ બતાવે તે ઝડપથી કરવા લાગ્યો તેનું કામ જોઇ શેઠ ખુશી થતો પરન્તુ હીરો અક્કલનો અધુરો હોવાથી વખતોવખત ઘણા કામોમાં છબરડા કરતો. તેથી શેઠને તેના પ્રત્યે વખતો વખત અણગમો થતો.

એક રાતે હીરો ઓસરીમાં સુતો હતો શેઠ ઓરડામાં શેઠાણી સાથે વાત કરતા હતા. આવતી પ્રભાતે હીરાને ધોધે મોકલવો છે. હીરો શેઠના એ વેણ સાંભળી. કાલે શેઠ મને ધોધે મોકલવાના છે. દીએ જાવું એ કરતાં રાતોરાત આંટો મારી આવું. સવારે શેઠ મારૂં કામ જોઇ ખુશી થશે તો જરૂર પગાર વધારી આપશે એવો વિચાર કરી એ ઉપડયો. ત્રણ ચાર કલાકે ધોધે પહોંચ્યો. પણ ધોધાના દરવાજા બંધ હતા એટલે ગામમાં જઇ શકયો નહિ. તે પોતે રાતોરાત ધોધે આવી ગયો છે એવી ખાત્રી શેઠને જરૂર પડે તો આપી શકાય એટલા માટે કિલ્લાના દરવાજાની ઉપર એના જમણા હાથની નિશાની કરી પાછો ફર્યો. અને સવાર પહેલાં પાછો પથારીમાં જઇ સુઈ ગયો.

હીરા! એ હીરા? શેઠે સવાર પડતાં હીરાને સાદ કર્યો.

શું સે?

ઉઠ તારે ધોધે જવાનું છે.

રાતે તમે શેઠાણી સાથે વાત કરતા થા ઇ મેં સાંભળી એટલે ધોધે તો હું ક્યારનોય જઇ આવ્યો.

અરે એમાં શું દી વળ્યો? ત્યાં જે કામ હતું તે કરી આવ્યો?

ના દરવાજો બંધ હતો એટલે એના ઉપર જમણા હાથની નિશાની કરતો આવ્યો છું. સાચું ન માનતા હો તો હાલો મારી સાથે બતાવું.

હીરાનું આવું બોલવું સાંભળી શેઠ ખડખડાટ હસવા લાગ્યો. હીરો હાથ જોડીને બોલ્યો. શાબ! મારો પગાર વધારવો સે? આજ તમે ખુશીમાં સો.

અરે જા મૂર્ખા! આવા કામમાં તારો પગાર શું વધે? તું અત્યારે પાછો ધોધે જા

હવે હું થાકી ગયો છઉં. કાલ જઇશ. શેઠને તાત્કાલીક કામ હોવાથી બીજો માણસ મોકલવો પડયો.

ભીમપ્રસાદભાઇના ઘર પાછળ એક વાડો હતો એ વાડામાં ચીભડાં વવરાવ્યાં હતાં. એક રાતે શેઠે હીરાને કહ્યું.

તું વાડામાં જઇ સુ. જોજે ચોર આવી ચીભડા ચોરી જાય નહિ.

ચોર સામે જાણી જોઇને લડવા જવાની વાત સાંભળી હીરાનું કાળજું ફફડી ઉઠયું. એણે ઘરમાંથી મોટી લાકડી ઉપાડી દિવાલે એક બન્દુક ટીંગાડી હતી તે છાનીમાની સાથે લઇ લીધી અને વાડામાં જઇ બન્દુક ચડાવી બેઠો. એવામાં એવું બન્યું કે પાડોશીના કેટલાક એક છોકરાઓ ચીભડા ખાવાની લાલચે વાડામાં ઘુસી ગયા હતા.

તેઓએ ચીકણી લીલ ઉપાડી હીરાને બીવરાવવા માટે છુટો ઘા કર્યો. લીલ હીરાના પેટ ઉપર ચોંટી અંધારામાં હીરાએ પેટ ઉપર હાથ ફેરવ્યો. પેટ ઉપર ભીનું ભીનું લાગતાં તે ચીસ પાડી ઉઠયો.

ઓય બાપરે એક ઘાએ મારૂં કાળજુ બ્હાર કાઢી નાંખ્યું. લાકડી અને બન્દુક બેય પડયા રહેવા દઇને તે ન્હાસી છુટયો.

અલ્યા શું થયું? તેને ગભરાયેલો દોડી આવતો જોઇ શેઠે પુછયું.

ખૂન!

ખૂન. કોનું ખૂન થયું?

મારૂં પોતાનું

તું તો જીવતો જાગતો મારી સામે ઉભો છો.

હા પણ ચોરના ઘયે મારૂં કાળજું પેટની બહાર નિકળી ગયું છે. એ તો મે બેય હાથે દબાવી રાખ્યુ. હાથ મુકી દઉં તો હમણાં મરી જાઉં.

હીરાનો દેકારો સાંભળી આડશપાડોશમાંથી ઘણા સ્ત્રી પુરૂષો તે સ્થળે એકઠાં થઇ ગયાં. તે બધા કહેવા લાગ્યાં.

હીરા જોવા દે કેવુંક લગ્યું છે?

ના હાથ નં છોડું. જો છોડું તો હમણાં કાળજું હેઠું પડે. તેને બોલતો ચાલતો જોઇ ભીમપ્રસાદભાઇ ચીઢાયા. તેણે પાડોશીઓને કહ્યુ.

આ અક્કલ વિનાનો છે. એમ કહી એણે હીરાના બેય હાથ પકડી ખેચવા મંડયા. હીરાના હાથ પેટ ઉપરથી દુર થયા એ સાથેજ લીલનો લોચો નીચે પડયો. એ જોઈ બધા ખડખડાટ હસવા લાગ્યા.

આમાં તને કયાં લાગ્યું છે? જો આ તો લીલ છે.

હું તો એને મારૂં કાળજું સમજ્યો હતો. સાંભળીને બધાય બીજી વખત હસવા લાગ્યા. સાથે ભીમપ્રસાદભાઇ પણ હસી પડયા. તેને હસતા જોઇ હીરાએ કહયું.

પગાર વધારી દયોને ?

જારે જા. ગમાર ! ચીભડાં તો ગામના છોકરા ખાઈ ગયા. પગાર શું વધારે તારૂં કપાળ !

એક વખત ભીમપ્રસાદભાઇએ એક ગાડું લઇ હીરાને બહાર ગામ મોકલ્યો. ગાડામાં જે પેસેન્જરો હતા તેને જે ગામ ઉતારવાના હતા તે ગામ ઉતારી તે ગામથી પાછા ફરતા માર્ગમાં સખત તડકાને લઇ ગાડું તપી ગયું. હીરાએ ગાડા પર હાથ મુકી બડબડવા માંડયું.

અરે ભગવાન ! હવે શું કરૂં ? આને તો એક સોને આઠ ડીગ્રી તાવ આવી ગયો. તેણે એક ઝાડના છાંયા નીચે બળદોને છુટા કર્યા. અને ગાડા પર ઘડી ઘડીવારે હાથ ફેરવવા લાગ્યો. થોડીવારે ગાડું થડું થઇ ગયું. હીરો સમજ્યો કે મરી ગયું. આજુબાજુમાંથી લાકડાં લાવી તેણે મરેલા ગાડાને અગ્નિ સંસ્કારે પહોંચાડયું. અને પછી હાથમાં બળદો લઇ ચાલી નિકળ્યો. એક ગામડામાં આવી તેણે વિચાર કર્યો કે મારો શેઠ લોભીઓ છે. એ એના સગા બાપનું યે કારજ કરે એવો નથી એટલે હું બળદીયા વેચી ગાડાનો દા'ડો કરીનેજ ઘરે જાઉં ”

ગુજરી ગયેલા ગાડાનું ભલી ભાતે બારમું કરીને પછી ઘરે જવાનો વિચાર કરી હીરાએ તે ગામડામાં ધામા નાખ્યા. બળદો સસ્તામાં વેચી નાખ્યા. તેના જે દામ ઉપજ્યા તેના વડે ગાડાનું બારમું કર્યું. ગામડાના લોકો તો એની મુર્ખતા પર હસતા ગાડાનો દા'ડો જમ્યા. કારજ પતેલીને હીરો તેરમે દીવસે તે ગામડામાંથી નિકળી શેઠને ઘરે જવા નિકળ્યો. એના ગામના પાદરમાંથી પોક પાડતો પાડતો તે શેઠને ઘરે ગયો. શેઠ તેને ગાડા વીના રડતો આવેલો જોઈ વિમાસણમાં પડયો કે હીરાને ચોર લુંટી ગયા કે શું ? ”

હીરા છ.નો રહે, તું આમ પગપાળો પાછો કેમ આવ્યો? આપણું ગાડું કયાં ગયું?

હાય હાય! મારૂં ને તમારૂં નસીબ ફુટયું. બિચારૂં ગાડું મરણને શરણ થયું.

હેં, એ શું ગાડું મરી ગયું? માંદો થયો કે શું?

સાચું કહું છું. માર્ગમાં તેને તાવ આવ્યો ને મરી ગયું.

પછી?

મેં એકલાએ એને વન વગડામાં બાળી દીધું કોઇ એની કાણેય ન આવ્યા!

ભીમપ્રસાદભાઇ મનમાં કળકળી ઉઠયા કે પુરેપુરા ભોગ લાગ્યા. બળદ કયાં ગયા?

બળદીયા વેશીને ગાડાનો દાંડો કર્યો.

ને તું હાથેપગે પાછો ફર્યો? ભીમપ્રસાદભાઇ હીરાની મૂર્ખતા પર હસી પડયા.

હીરાએ હાથ જોડીને માંગણી કરી, શેઠ! આજ તમે બરાબર ખુશીમાં સો, મારો પગાર વધારોને?

તું ભાગી જા, મારે તારા જેવા મુર્ખનું કામ નથી. ભીમપ્રસાદભાઇએ હીરાને ધક્કા મારી ઘર બહાર હાંકી કહાડયો. હીરાએ વિચાર કરવા માંડયો, "હવે કયાં જવું? દદરાને ઘરે જાઉં પણ ત્યાં વકી નથી. ભામણને દઇ દીધા સે, પણ એને દેવાથી તો સેહતર મળહે એમ વિમાસતો તે તેના સસરાને ઘરે જઇ પહોંચ્યો. એની ઘરવાળીને ભામણને બદલે સસરાને ઘરે જોઈ ખુશી થયો. પેથાભાઇએ રખડી રખડીને પાછા ફરેલા જમાઇને કહ્યું—

જમઇ! તમારામાં કમાઇ ખાવાની સતા નથી તો નકામાં આંઇ તંઇ શું કરવાને આથડયા કરો સો? પેથાભાઇએ જમાઇને નમ્ર ભાવે ઠપકો આપ્યો.

હું ક્યાં જાઉં? ઘરે મારી મા હવે ઘરતી નથી. એમ દુનિયા અટાણે એટલી બધી બેકદર થઇ ગઇ સે કે મારા જેવા ડાયા માણહની કદર કરતી નથી.

ક્યાંઇ હું કામ જાવું? જોને હું કેવો બેઠો સઉં. અમારે કાંઇ સોકરો નથી જે કાંઇ સે ઇ, આ એક દીકરી ઉપર બતાઇ સે જો તમારૂં મન માનતું હોય તો આડેઅવળે રખડવું મુકી ઘરજમાઇ થઇ રો એટલે અમારેય હારૂ ને તમારેય હારૂ

ઘરજમાઇ રહેવાનું સાંભળી હીરાનું મોઢુ મોટું પાવરા જેવડું થયુ. તેની સાસુએ કહ્યું–હીરા ઘરજમાઇ બને થયા પણ હવે જો અમારી દીકરી બામણ બાનણને દીધી સે તો તમારી વાત તમે જાણ્યા.

નારે હાહુ હું તે કાંઇ ગાંડો સઉં ઇ તે. તે દી મારા દીકરા બામણે મને બહુ લોભમાં નાખી દીધો થો. એક બામણ કે, એક ઘણું દાન ને શેસ્તર ઘણું પુન્ય. તં યે મને થયું કે લાવને બૈરી બામણને દઇ પરદેહમાં હાલ્યો જાઉં પાસો આવીહ તમે સો ગણી લઇહ.

લે હાંભળ એમાં બશારા જમાઇનો શું વાંક. પેથાભાઇએ જમાઇને નિર્દોસ જાહેર કર્યો.

તે દીવસથી આપણો હીરો ઘર જમાઇ થઇ તેના સસરાજી સાથે રહેવા લાગ્યો. ધીમે ધીમે તેને તેની પત્નિ સાથે મીઠો સ્નેહ ઉપજવા લાગ્યો. પતિના કાયમી સહવાસમાં આવવાથી તેની મુગ્ધભાવી સ્ત્રી પણ ધીમે ધીમે તેને ચાહતા શીખી. ઉભય વચ્ચે પ્રેમની દોરી નહિ પણ દોરડું બંધાવા માંડયું.

અમારા જમાઇ જેવો દુનીયામાં બીજો કોઇ ભાયડો ડાચો નઇ હોય! પેથાભાઇ તો વાત વાતમાં હીરાને વખાણતા હતા. હીરો પોતાના વખાણ સાંભળી ફુલાવા માંડયો ને સસરાજીની નજરમાં સારો દેખાવા માટે તન તોડીને કામ કરવા લાગ્યો. પેથાભાઇ સાધારણ ભણેલા હતા. તેણે જમાઇને ઘરને ખૂણે ભણાવવા માંડયો, ધીમે ધીમે હીરો ગામડીયો ગમાર મટી સુધારાની સડક માથે પગલાં માંડતો થયો.

દુનીયામાં અણઘણ રહેવું સારૂં અથવા તો પૂર્ણ સંસ્કૃતીએ પહોંચવું સારૂં. અધવચાળું જ્ઞાન નહિ ઘરના કે નહિ ઘાટના એવી સ્થિતિ કરી મુકે છે. હીરાને માટે પણ એવુંજ બન્યું.

હીરો જરા જરા સુધારા પર આવ્યો એટલે એની ઘરવાળી બગડવા લાગી. માતાપિતાને ઘરે રહી ઘરસંસાર ભોગવનાર નારી દુરાચારી ન નિવડે તોય સ્વેચ્છાચારી તો અવશ્ય નિવડે છે. હીરાભાઇના ઘરવાળા પણ ધીમે ધીમે આપખુદ નિવડવા લાગ્યા. જેમ જેમ હીરો તેના પ્રેમમાં લટ્ટુ બનતો ગયો તેમ તેમ તે તમામ ઘરકામ હીરા પાસે કરાવવા લાગ્યા.

પોતાની પુત્રિને હીરા ઉપર હુકમ ચલાવતી જોઇ પેથાભાઇ તથા તેના ઘરવાળાનાં હૈયાં હરખથી ઉભરાઇ જતા હતા. હીરાની સાસુ બૈરાંઓના ટોળાં વચ્ચે બેસી બોલતાં કે

જમાઇ તો આખી દુનિયાને હશે પણ કાંઇ હીરો ચાવો છે. પહેલાં પહેલાં એને અમે આવો જાણ્યો નહોતો. હીરો તો હીરા જેવો નિકળ્યો.

પણ બિચારા હીરાનો તો આટો નિકળતો હતો. તે પ્રભાતે વ્હેલો ઉઠતો કે તુરતજ ઢોરનું છાણ વસીદું કરવા લાગી જતો. તેમાંથી નિવૃત્ત થતો એટલામાં એની સામે વાસણોનો થોડો આવી

પડતો. તે માંજી રહેતો કે તુરતજ આખા ઘરના કપડાં ધોવાનો વારો આવતો. આમ સાંજ સુધીમાં બિચારો કામ કરી કરીને અધમુઓ થઇ જતો હતો.

હીરાને સસરાના ઘરનું આવું વૈતરૂં કરતો જોઇ કેઇ કોઇ સ્ત્રી પુરૂષો ઠબકો આપતા કે—ભલા માણસ તું ભાયડો થઈ આખો દિવસ બૈરીની ગુલામી કરતાં શરમાતો નથી ?

એમાં શરમ શેની? બાયડીયું તો આદિ અનાદિ કાળથી ભાયડાઉની સેવા કરતી આવી છે એટલેજ ઇ સતીયું તરિકે પુજાય સે. જો ભાયડાફ બાયડીયુની સેવા કરતા શીખે તો ઇ સતા ગણાય. ને મલકમાં પુંજાય. હીરો શીખ મણુ દેનારને એવો જવાબ સંભળાવતો.

ધીમે ધીમે હીરાને સતાપણું ભારે થઇ પડયું. પછી કામ બને કે ન બને તોય તેને કરવુંજ પડતું આખરે તે કંટાળ્યો. એક દિવસ તેણે તેના ઘરવાળીને કહ્યું. જો હું તારો ભાયડો છઉં. ઘરેઘરે ઘરકામ બાયડીયું કરે સે ભાયડા નં. એટલે આજથી આપણા ઘરનું કામ તારે ઉપાડી લેવું.

હીરાના ઉપલા વેણ સાંભળી એની ઘરવાળી વાઘણ જેવું વિકાળ મોઢું કરી પોકારી ઉઠી. તમામ સ્ત્રીઓ પરણીને સાસરે જાય છે અને તેના પતિનું કમાયલું ખાય છે એટલે ઘરનું કામ તેઓને માથે હોય છે પણ આપણે માટે એથી ઉલટો રીવાજ છે. ઘરનું તમામ કામ તમારેજ કરવું પડશે કારણ કે તમે પરણીને સાસરે રહ્યા છો.

હીરાએ જાણ્યુ કે ઘરજમાઇ રહેવામાં કેવી ભયંકરતા સમાયેલી છે ! પણ હવે સહન કરી લીધા સિવાય બીજો ઉપાય ન્હોતો. તેણે આ વઇતરામાંથી છટકવા માટે એક ઉપાય અજમવ્યો. એક દિવસ લાગ જોઇને પેથાભાઈ પાસે વાત મુકી કે—

હહરાજી ! જો તમે મને રજા આપતા હો તો આજકાલ મલકમાં મુંબઇ સેર સુધરેલું કેવાય છે. ત્યાં જઇને પાંસ પૈસા કમાતો આવુ ને હારેહારે સુધરેલો થતો આવું જો હું સુધરૂં તો આપડા આખા ગામને સુધારૂં.

જમાઇનો આવો ઉંચો વિચાર જાણી પેથાભાઇનું મોઢું માણા જેવડું થયું. તેણે કહ્યું. ખુશીથી. પણ બરાબર સુધરીને આવજો સસરાની રજા મળતાં હીરાએ મુંબઇ જવાની તૈયારી કરી. ઘરવળી તેને રોકવા ઘણી કોશીષ આદરી પણ ઘરકામથી કંટાળેલો હીરો રોકાયો નહિ. તે સાસુસસરાની રજા લઇ પહેલી પેસેન્જરમાં મુંબઇ તરફ રવાના થયો.

એક રાતે આપણો હીરો ગ્રાંન્ટરેડ સ્ટેશન ઉપર ઉતર્યો. શહેરની જીન્દગીમાં રાતની પહેલવહેલી સફર હતી છતાં અનેક પ્રસંગોમાં આવવાથી તે હવે ટેવાઇ ગયો હતો. એટલે હિમ્મત રાખી આગળ વધ્યો. મુંબઇ નગરની મોહભરી સુન્દરતા નિહાળતો નિહાળતો તે બજારોમાં મોડીરાત સુધી રખડતો રહ્યો. જ્યારે તેને બહુજ ઉંઘ આવવા લાગી ત્યારે તેને કોઇ ઓટલા પર સુઇ જવાનો વિચાર થયો. તે બજાર વચ્ચે આવેલી એક દુકાનના ઓટલા ઉપર ગયો. તે ઓટલા પર દુકાન બંધ કરી તે દુકાનનો માલીક મારવાડી સુતો હતો તેનીજ બાજુમાં તેનો છોકરો પડયો હતો. હીરો આછા અંધારામાં જાડા મારવાડીને ગાદલું સમજ્યો અને જે સીતારામ કરી તેના પર પડયો. એ નસીબદારને ઓશીકું રાખવાના ટેવ હતી તેણે બાજુમાં પડેલા છોકરાને ઓશીકું ધારી ઉઠાવ્યો ને માથા નીચે મુકી મજેથી સુઇ ગયો. સુતા સુતા વિચારવા લાગ્યો.

વાહ વાહ મુંબઇ સેરમાં એકલી મજાજ ભરી સે ને શું ? ગાડલા ગોદડા ને ઓશીકા આમ ઓટલા ઉપર રેઢા રખડતા હોય પછી કઇ વાતની ખોટ હશે ! હું જે ઘરે જઇને ઘરવાળીને આ મોજ ની વાત કરીશ ત્યારે તે કેટલી બધી ખુશી થશે ? મને મુંબઇમાં સુખી થયલો જાણી

તે આમ પગ પછાડશે. મનમાં એવી વિમાસણ કરતાં તેણે જમણો પગ જોરથી મારવાડી પર પછાડયો.

અરે થારી રે થારી કરતો મારવાડી જાગી ઉઠયો બિચારો હિરો નીચે પડયો.

ચોર, ચોર, ચોર મારવાડી પોકારી ઉઠયા. હીરો બ્હીકનો માર્યો ન્હાસી છુટયો ભાગતો ભાગતો છેક ચોપટી ઉપર પહોંચી ગયો.

અહાહાહા મુંબઇને પાદર પરણુએ કેવડી મોટી નદી બનાવીસે. તે દરીઆને નહિ સમજી મનમાં બોલી ઉઠયો અને દરીઆમાંથી એક ખોબો ભરી પાણી પીવા લાગ્યો.

માળું આનુ પાણી ખારૂં કેમ હશે? આ માણુહ વાળું કહેસે કે સમંદર ખારો હોય તો સમંદર તો નહિં હોય? સમંદરજ હોવો જોઇએ અંતરમાં એવો નિશ્ચય કરી તે સમંદરને કાંઠે ઝીણી રેતીમાં સુતો. સુતા ભેગીજ ખૂસનુમા હવાને પ્રભાવે તેને ગાઢ નિંદ્રા આવી ગઇ.

સુતો તે સુતોજ. પ્રભાતે તડકો આવ્યો છતાં હીરો જાગ્યો નૈ. એની મુર્ખતા પર અનેક પ્રેમી જોડાઓના હાસ્ય વેરતાં ગયાં છતાં હીરો જાગ્યો નહિ અનેક મુસાફરીઓ તેના ખિસ્સા સંભાળતા ગયા છતાં હીરો જાગ્યો નહિ. બરાબર સૂર્ય દેવતા માથે આવ્યો ત્યારે હીરો જાગ્યો.

સું હું હું હું...બપોર થઇ ગયો માળો ઘામ બહુ થયો સે લાવને જરાક નાહી લઉં. પણ પોતડી શેની કરવી! હવે પોતડીની શી જરૂર સે. લુગડાં કાઢીને મારૂં ધૂબકો એવો ઇરાદો કરી સઘળા કપડાં ઉતારી તે દરીયામાં ધૂબકો મારી ગયો.

મુંબઇ જતા જમાઇને પેથાભાઇએ સારામાંથી સારા કપડાં સીવડાવી દીધા હતા તે કપડાં અત્યારે ચોપાટીના દરીયા કિનારે આમ

તેમ ઉડતા હતા અને હીરાભાઈ દરિઆમાં ડુબકીઓ પર ડુબકીઓ મારી રહ્યા હતા. એવે કોઇ સાહેબના બંગલામાંથી મેમ સાહેબના કપડા ઉઠાવી ન્હાસી છુટેલો ચોર તે સ્થળેથી નિકળ્યો. તેને હીરાના કપડા જોઈ વિચાર થયો કે મારે માટે આ કપડાં નકામા છે. અને સાહેબ લોકો ચાલાક હોવાથી ચોરી પકડવા માટે મને ગમે ત્યાંથી પકડી પાડશે તે કરતાં આ કપડાં અહિં મૂકી દઉં અને આ પડયા છે તે ઉઠાવી લઉં. તુરતજ તેણે હિરાનાં કપડાં ઉઠાવી લીધા અને તેની પાસે મેમ સાહેબના જે કપડાં હતા તે ત્યાં મુકી દીધાં.

જ્યારે હીરો સ્નાન કરીને થાકયો ત્યારે બહારા નિકળ્યો બહાર નિકળી તેણે પોતાના કપડાં સ્હામે જોયું તો કપડાના રૂપ અને રંગ બન્ને બદલાઇ ગયેલાં જોયા. તે આશ્ચર્યચકિત થઇ મનમાં વિમાસણ કરવા લાગ્યો કે માણુહ વાતું કરે સે કે જે કોઇ મુબઇમાં બે પાસ દીરે એના રૂપ રંગ બદલાઇ જાય છે. એમ આ મારા લુગડાઉંને મુબઇનું પાણી લાગ્યું હશે કે શું?

કપડા કઇ રીતે બદલાઇ ગયા તેની તેને સમજણ પડી નહિ. એ વિષે વધારે વિચારવાનો વખત ન્હોતો. તેણે શરીર ઢાંકવા પડયા હતા તે કપડાં જેમ તેમ પહેરી લીધાં અને બજાર તરફ મારી મૂકયા. તેની તરફ જેની જેની નજર પડી તે સૌ હસતા દેખાયા. તેથી તેને સ્વભાવિક શરમ થવા લાગી, શરમથી છુટવા માટે મોઢા પર ઘુમટો ખેંચાય તેવી કોઇ વસ્તુ તેની પાસે ન્હોતી તેથી તેણે બેય હાથની હથેલી વતી પોતાની મુછો ઢાંકી દીધી.

મુબઇના લોકો હીરાને હવે કાળી મડમ સમજવા લાગ્યા. કંઇક દરકી જુવાની આઓ તેના ઠાસાદાર શરીર પ્રત્યે મોહ પામી તેની સાથે અથડાવા લાગ્યા. કેટલાએક તો તેના કાનમાં કયોં જાન? કયોં

દિલરૂબા ? એવા એવા પ્રેમ મંત્રો ફુંકવા લાગ્યા. સાંભળીને હીરો મનમાં બબળી ઉઠયો સાથે સાથ તેને એવો પણ મોહ લાગ્યો કે હું ભાયડા કરતાં મુંબઇમાં બાયડી થયો હોત તો મલકમાં આજ ક્યાર નોય મારો ભાવ પુછાય રહ્યો હોત.

એવી એવી કંઇક કલ્પનામાં અથડાતો હીરો ચાલ્યો જતો હતો તેવામાં તેની બોડ કોઇના મજબુત પંઝામાં પકડાઇ ગઇ. પરન્તુ આબરૂ જવાની બ્હીકે તણે મૂછો ઉપરથી હાથ ઉઠાવ્યો નહિ.

આ બાઇએ અમારા બંગલામાંથી મેમ સાહેબના કપડાંની ચોરી કરી છે હીરાને કાને સામે ઉભેલા એક આદમીનો સ્વર અથડાયો અને લાગ્યું કે હું ભાયડોજ રહ્યો છઉં કે મુંબાઇના પાણીએ નાવાથી બાયડીના રૂપમાં બદલાઇ ગયો છુ ?

એય : તુમ એ કપડાં કીધરસે લાયા ? હીરાની નજર રહામે ઉભેલા મુંબઇના એક પોલીસે સવાલ કર્યો.

અમારા ઠકરાજીએ શીવડાવી દાધા સે. હીરાએ જવાબ દીધો:

જુઠ્ઠં. આ કપડાં અમારા મેમ સાહેબના છે. જે ઘડી પહેલાંજ બંગલામાંથી ચોરાય ગયા છે.

જે સાહેબના બંગલામાંથી કપડાં ચોરાયાં હતાં તે સાહેબનો નોકર ચોરની તલાશમાં નિકળી પડયો હતો. તેની નજરે હીરો ચડયો પરિણામે આ હોળો જાગ્યો. તેણે પોલીસને ખાત્રી આપી. પોલીસે હીરાના બન્ને હથ પકડી ખેચ્યા. મોઢા પરથી હથ છુટા થતાં હીરાની મૂછો લાઇટમાં આવી.

વાહ ! આ ચોર પુરેપુરો ચાલાક ! ચોરી કરી છડેચોક વેશપલટો કરી બજારમાં ફરી રહ્યો છે.

હું સોર નથ. દરીઆમાં ભાયડાના લુગડાં ઉતારી નાતો થો એવે મારા લુંગડાને બદલે મને આ લુગડાં જડયાં. મારી પાંહે બીજું લુગડું નૈ હોવાથી આ લુગડાં પરાણે પેરવા પડયા સે.

હીરાનો એવો જવાબ સાંભળી તે સ્થળે એકઠા મળી ગયેલા લોકોએ પોલીસને સમજણ પાડી કે આ બિચારો કોઇ ગામડીઓ હોવો જોઇએ તે તેના કપડાં ઉતારી ચોપાટીમાં ન્હાતો હશે ત્યારે કોઇ ચાલાક ચોર આ કપડાં મૂકી તેના ઉઠાવી ગયો હશે.

હા ભાઇશાબ એમજ થયું લાગેસ. મેં તો જાણ્યુ થું કે મારા લુગડાંને મુંબઇનું પાણી લાગ્યું હશે.

હીરાના ઉપલા વાકયો સાંભળી સઘળા માણુસો હસી ઉઠયા પોલીસને તથા સાહેબના નોકરને ખાત્રી થઇ કે તે ચોર નહિ પરન્તુ ચોરનો ભોગ થઈ પડેલો કોઇ ભોળો ગામડીઓ છે.

શું કરવું છે? પોલીસે સાહેબના નોકરને પુછ્યું. જો તે મેમ સાહેબના કપડાં આપી દેય તો પત્યું. સાહેબના નોકરે જણાવ્યું.

પણ હું પેરું શું?

હીરાના દયાજનક વાકયો સાંભળી ટોળામાં ઉભેલા માણુસોને દયા આવી. તેઓએ નજીકની શોપમાંથી તૈયાર કપડાં મંગાવી આપ્યા. અને એક દુકાનદારે કહ્યું. જા મારી દુકાનમાં જઇ આ કપડાં પહેરી લે અને તારા કપડાં ઉતારી આને પછા સોંપી દે.

હીરાએ તેમ કર્યું એટલે સાહેબનો નોકર મેમ સાહેબના કપડાં લઇ ચાલ્યો ગયો. ચોરીના ગુન્હામાંથી સારે નસીબે હીરાનો બચાવ થયો. એક મારવાડી હીરાને તેની દુકાન પર લઇ ગયો.

કેમ છે ? હીરાને દુકાન પર નીરાંતે બેસારીને મારવાડીએ પૂછયું હતવારો ! હીરાએ જવાબ આપ્યો.

કદી નહિ સાંભળેલું એવી જાતનું નામ સાંભળી મારવાડી અજબ થઇ ગયો. હતવારો તો ખરો પણ હિન્દુ કે મુસલમાન મસલમાન હોય, ભામણ કરતાંય બે આંગળ ઉંસા હિન્દુ.

એહોહો. મારવાડીના ડોળા ફાટી રહ્યા. મલક કઠે આવ્યો ભઇલા ?

કાઠીઆવાડમાં.

ગામનું નામ ?

મારા ગામનું નામ દામનગર પણ હું મારે હાહરે રઉં છઉં. હીરાએ જણાવ્યુ.

ભાયડો હાહરે જાય ઇ તો આજ પે'લવેલું સાંભળ્યું. તમારા મુલકમાં એવો રીવાજ ? મારવાડીએ પૂછ્યું.

રીવાજ તો કાંઇ નથી પણ મારા હાહરાને છોકરો થયો નથી એટલે એણે મને ઘરજમાઇ રાખ્યો સે.

ત્યારે તો પૈસાદાર હશે ?

હોવે. ગામ સે ગરાહ સે, બાગ બગીચાને આ તમારા મુંબઇ જેવા તો એના ઘરે માળા સે

ભારે સાહ્યબીવાળો ? ત્યારે તને અહિં ભિખારીની ઘોડ ભીકવા શીદ મોકલ્યો ?

જાનોમાનો રીહાંઇને ભાગી આવ્યો છઉં હીરાએ હાંકી મૂકી.

અહે શું કરીશ ?

મજુરી !

તો આપડી દુકાને દરરોજના સાર પાંસ રૂપીઆ મળશે. તારે દિવસ આખો આપડા ગ્રાહકોની મજુરી ર્ક્યા કરવી. બોલ સે કબુલ ?

કબુલ ! હીરો કબુલ થયો.

બીજા દિવસથી હીરા મજુરી કરવા લાગ્યો. કાયમ પાંચ છ રૂપીઆ કમાય. દિવસ આખો મજુરી કરે. રાત્રે શેઠની વખારે જાય

ત્યાં જઇને રાંધે. માત્ર એકજ વખત ખાય. ખાય પી વખારેજ સુઇ જાય. વેલી પ્રભાતે પાછો દૂકાને હાજર થાય એમ દિવસાનૂ દિવસ હીરાના ભાગ્ય ઉઘડતા જાય સે.

રોમ રોમ એક દિવસ સાંકડી ગલીમાં કોઇ મારવાડી મજુરે હીરાને રામરામ કર્યાં.

રામરામ ભઈ રામરામ. આ હીરાને માથે ટોપલાનો ભાર હતો એટલે તેણે કંટાળીને પૂછ્યું, કંઇ કામ સે ?

હા. થોડોક પુછવો થો.

તો ઉભો રે. આ ટોપલો ઠલેવી આવું પછી નિરાંતે વાતો કરીએ એમ કહી હીરા ગયો. મારવાડી તે સ્થળે જ ઉભો રહ્યો થોડીવારમાં જ ખાલી ટોપલો લઇ તે પાછો આવી પહોંચ્યો.

હું પૂછ જોઉં શું પુછવું સે ?

તમે કેવા છો ?

હતવારા !

એવી નાત તો ક્હેય નાંઇ સાંભળી.

કયાંથી સાંભળ. અમારા બાપદાદાવતો અસલ કાઠીઆવાડનું રાજ કરતાં થા.

હો...ય...મારવાડીની તો કઠીઆવાડી રાજવંશી રહ્યા.મે આંખજ ફાટી ગઇ.

હોય શું ? આમારા દદાનો દાદોજ રાજા હતો.

અને તું અૌ મુબઇમાં મજુરી કરછ ?

વેળા વેળાની છાંયાસે પણ તું કોણ સો ?

મારવાડી.

ઇતો તારા લુગડાંજ કઇ આપે છે પણ જાને કેવો ?

રસપુત.

સાખે

રાઠોડ, જોધપુરના જસવંતસંગ હતાને ઇ મારા મેટા બાપુ થાય.
હીરો સમજી ગયો કે સાચો ને પણ આયે મારી જેવો તોપ માર લાગે સે.

અહ્યા ક્યાં મજુરી કર છ?

મોટી બજારમા. મારવાડીએ કહ્યું.

કેટલી કમાણી થાય છે?

રોજના બે રૂપીઆ.

એમાં શું દી વળે? ભાયડા જેવા ભાયડા દી આખો રળે ને મુંબઇ જેવા શેરમાં દહબાર રૂપીઆ ન મળે તો ઇ રળ્યા ન રળ્યા.
હીરાએ બળાપો જાહેર કર્યો.

તું ક્યાં મજુરી કર છ?

મારવાડી બજારમાં

કેટલી કમાણી થાયસે?

એકલો છઉં એટલે પાંચ છો રૂપીઆ. જો તારી જેવા પડખે હોય તો સાંજ પડયે દહબારનો ભડકો બોલાવી દઉં.

જો તું કેતો હો તો હું તારી ભેળો આવું. મારવાડીએ ઇચ્છા બતાવી

આવી જા કોણ ના પાડે સે.

મારવાડીએ બીજી પ્રભાતથી સાથ આપવા હીરાને વચન આપ્યું.
તે પછી એ નવા થઈ ગયેલા ભાઇબંધો છુટા પડયા.

બીજી પ્રભાતથી હીરા ભેળો મારવાડી મળ્યો. મારવાડી ખરે ખરો ચાલાક મળ્યો હતો. તેના પડછાયામાં હીરો થોડા દિવસમાં જ હુશીઆર થઇ પડયો. બંને ભાઇબંધો આખો દિવસ તનતોડ મજુરી કરતા. સાંજ સાંજ પડતાં પૈસાના ખિસ્સા ભરતા. અને ટાપલાઓ નાથી

તફડંચી કરતા તે જુદુ. એ રીતે ખાતાપીતા બન્ને મળી કાયમ પંદર વિશ રૂપીઆ કમાતા. આવી રીતે વરસ દોઢ વરસ તે લીમીટેડ કુંપની ચાલી. પૈસા ખુબ થઇ જવાથી હવે હીરાને સસરાનું ઘર સાંભરી આવ્યું. તેણે એક રાતે વાળુપાણી કરીને તેના ભાઇબંધને કહ્યું

આવતી કાલે મારો વિચાર વતનમાં જવાનો છે.

મારો પણ ઘણા દિથી એવેજ ઇરાદો છે. બને ભાઇબંધોએ બીજે દિવસે કામે નહિ જવાનો નિશ્ચય કર્યો. બીજી પ્રભાતે હીરો તેના મારવાડી મિત્ર સાથે મુંબઇની બજારમાં ખરીદી માટે નિકળી પડયો. તેણે ચોરબજારમાંથી જુના પુરાણા પુષ્કળ શુટો ખરીધાં. એજ રીતે લેડીઝ ડ્રેસોના પણ પુરતાં પ્રમાણમાં ખરીદી કરી જોઇતી વસ્તુઓ વ્હોરી તેઓ પાછા રહેઠાણે આવ્યા અને સઘળો સામાન પેક કરી સ્ટેશને પહોંચી ગયા.

હીરાએ અત્યાર સુધીની કમાણીના બે ભાગ કર્યા. લે ભાઇ ઉપાડી લે હીરાનો મારવાડી મિત્ર જેનું નામ જગો હતું તેણે એક ભાગ લીધો. હિસાબ કરી તે આંખોના ભવાં ચડાવી બોલ્યો. એક પાઇ ઓછી કેમ?

મારી પાસે તારી લેણી રહેશે.

એ નૈં ચાલે. આ જમાનામાં બધા માણસો વહેવારના ખાંડા થઇ ગયા સે. લેવામાં સમજે. દેવાની બીલકુલ દાનત રાખતા નથી. જો તારે પાઇ બાકી રાખવી હોય તો મને ખાતું પાડી દેવું પડશે.

આપડી કયાં ના સે. પાડય ખાતું.

જગાએ મારવાડી ભાષામાં એક પાઇ ઉધારી.

લે, આ ખાતા હેઠે તારી સઇ કરી .

હીરાએ સહી કરી આપી. ખાતું ખિસ્સામાં મારી મારવાડી ટ્રેઇનમાં ચડી બેઠો. હીરા આવજે હો, કાગળ પતર લખજે.

એ 'હોહો' કેતો હીરો કાઠીઆવાડ લાઇન તરફ વધ્યો.

વખત થતાં તે કાઠિયાવાડ મેલમાં ચડી બેઠો. ખટપટાટ ખટ, ખટપટાટ ખટ, કરતો મેલ ઝડપથી ઉપડયો. બીજે દિવસે હીરાને કાઠિયાવાડમાં તેના સસરાના ગામ નજીક લઇ જઇ ઉતારી મૂકયો.

સ્ટેશનમાં ઉતરી હીરાએ કોટ પાટલુન ચડાવી લીધા, મુંબઈની બજારમાં જે પહેરણુ પોતડી પહેરીને તે મજુરી કરતો હતો તે ચીથરીયાં કપડાં તેણે ફગાવી દીધાં, ફક્કડ પેશાક ચડાવી માથે હેટ મુકી હાથમાં છત્રી પકડી હીરો હોલબૂટ સામે નજર કરતો સુધરેલ પગલાં ભરતો સસરાના ઘર તરફ જવા માંડયો. તેનો સામાન એક ભાડુતી ખટારાવાળાને ભરાવી દીધો.

હીરાની ઘરવાળીની ત્રણ દિવસથી ડાબી આંખ ફરકતી હતી. તે પરથી તે જાણી ગઇ હતી કે, હીરો આવવો જોઇએ. સાસુએ ઘરના છાપરા પર કાગડા બોલતા સાંભળી અટકળ કરી લીધી હતી કે "હીરો આવવો જોઇએ." પેથાભાઇની છતી થડકતી હતી તેથી તેઓએ કલ્પના કરી લીધી હતી કે "હીરો આવવો જોઇએ!" પતિ મુંબઇથી પોતાને માટે શું લાવશે? એ વિમાસતી હીરાની ઘરવાળી ઓરડામાં બેઠી હતી એવામાં ગુડય એવરડીંગ, ગુડય એવરડીંગ, કરતો હીરો ઘરમાં પેઠો.

એ રોયા વસવાશી? હીરાની ઘરવાળી હીરાને ક્રીશીયન ધારી તેને વગર રજાએ ઘરમાં ઘુસી આવેલો જોઇ પડકરી ઉઠી. હબ હબ કરતો પારકા ઘરમાં ગરતો શરમાતો નથી?

વેલ મશ મશ હીરા. મને ન ઓળખીયો? હીરો સમજ્યો. પોતે મુંબઇ જઇ એટલો બધો સુધરી ગયો હતો કે, હવે તેને તેની બૈરી તો શું માતા મેથીબાઇ આવે તોયે ઓળખી શકે નહિ અને અત્યારે એમજ થયું તેથી તે તેની ઘરવાળીને પોતાની ઓળખાણ કરાવવા બોલ્યો.

હે...એ, આ તો તમે? કહેતી હીરાની ઘરવાળી હોંશથી ઉભરાતે હૈયે એને ભેટવા દોડી.

સેટી રે, સેટી, રે, તારા જેવી જંગલી મશ મશ મારી જેવા સુધરેલા માટે સટય નોનશન સે?

હું તમે સુધરી ગયા? ગૈરીએ અજાયબ થઇ પૂછ્યું.

તારી સગી આંખે જોઇ લે ને. હવે જો તારે મારી બાયડી થઇ રેવું હોય તો મારી ઘોડે સુધરી જવું જોહે. નૈનો હું મુંબઇથી હમણાંને હમણાં તારમાં સુધરેલી બાયડી મંગાવી લઉં સઉં.

પણ હું સુધરવાની ક્યાં ના કઉં સઉં.

તો જા ઘરમાં જઇ ખટારાવાળાએ હમણાં જે ખોખા ઉતાર્યા સે. ઇમાં એક ખોખુ તારા લુગડાનું ભર્યું સે. ઇ લુગડાં સડવી લે.

હીરાનો હુકમ ઉઠાવવા એની ઘરવાળી આજ પેલવેલી તૈયાર થઇ ઓરડામાં જઇ તેણે હીરાએ કહેલા ખોખામાંથી એક ચડ્ડી, હાર, અને મોજા કાઢી મહા મુસીબતે પહેરી લીધા. પછી હાથમાં ટોપો પકડી બહાર નીકળી. હીરો સુધરેલી ઘરવળીનો હાથ પકડી નાચવા કુદવા લાગ્યો એટલામાં પેથાભાઇ તથા તેના ઘરવાળા આવી પહોંચ્યા.

અલીએ; આપડા ઘરમાં આ સાબ ને મઢમ નાસે સે. પેથાભાઇએ તેની ઘરવાળીને કહ્યું.

ગુડનાઇ હદરાજી ગુડનાઇ હીરાનો સાદ એળખીને પેથાભાઇ ચમક્યા. તેને પોતાના જમઈ તરિકે ઓળખી ગયા. તેથી થએલી ભૂલ સુધારવા તેના ગૃહલક્ષ્મિને કહેવા લાગ્યા. આ સાબ નૈં પણ મુંબઇથી આપડો હીરો જમાઇ આવ્યો લગ્યો સે.

વંઠ જાય એની માનો હારે મઢમડી ઉપાડતો લાવ્યો સે એણે મુંબઇ જઇને આપડી દિકરીને રખડાવી. હીરાની સાસુ બડબડાટ કરી ઉઠયા.

કાં મા? હું આ સુધરેલ લુગડામાં કેવી લાગું છઉં? દિકરીનો અવાજ ઓળખી ડોશી ગાંડીઘેલી થઇ ગઇ. અરે દિકરી હું મંદિરમાં દર્શન કરવા ગઇ એટલીવારમાં તો તું સુધરી ગઇ.

એને મેં સુધારી સે. મુંબઇમાં હું અંગ્રેજી બોલતા સાલતા શીખી ગયો છઉં.

મુંબઇમાં તમે શું કામ કરતા જમાઇ?

સાંભળો આંઇથી જઇને તરત હું કરકુનમાં નોકર રઇ ગયો. અને મારી અક્કલ હુંશીઆરીથી એટલો બધો ઉસો સડયો કે જાતો ગમડળના ગાદિ ઉપર બેઠી ગયો.

ઓ હો હો હો...મારો જમાઇ તો ભારે ભાગશાળી નિકળ્યો. આ જોવો તો ખરા? મારો જમાઇ મુંબઇમાં ગમડળપણુ કરીને પાછો આવ્યો. પેથાભાઇએ એકઠા મળેલા આડોશીપાડોશીને હીરાની ઓળખાણ કરાવી.

તમારામાંથા જેને અમારી ઘોડે સુધરવું હોય. તેને અમે મફત સુધારશું. હીરાએ એકઠા મળેલા માણસો સામે ભાષણ આદર્યું પણ એનો બેઢંગો વેશ જોઇ સુધરવા માટે થોડા જ સ્ત્રી પુરૂષો તૈયાર થયા. તેઓને હીરાએ પોતાની પાસેના કપડા આપ્યાં અને તે કેમ પહેરવા તેની સમજણ પાડી.

જ્યારે સઘળા માણસો વિખરાય ગયા ત્યારે પેથાભાઇ હીરાને ઘરમાં લઇ ગયા.

હીરા? હવે તું સુધાર્યો ઇતો જોયું પણ કાંઇ કમાણી કરી સે કે નૈં?

સું કામ નો લાંવું? મને બે પાંસ હજારનો પગાર પાડતો થો એમાંથી ખુબ ઉડાડતો તોય ઘણા રૂપીઆ વધ્યા સે ઇ બધા ખોખામાં ભરી લાવ્યો સઉં. એમ કહી હીરાએ ખોખું ખોલી સાસુ સસરાને રૂપીઆ બતાવ્યા. રૂપીઆ જોઇ બધાય ગાંડા ઘેલા થઈ ગયા. અને

હીરો મુંબઇમાં ગમડળપણું કરી આવ્યો ઇ વાત સોળે સોળ આના સાચી માનવા લાગ્યા.

તે દિવસથી હીરાએ મુંબઇમાં મજુરી કરતાં મોટા માણસોને જેવી રહેણીકહેણી કરતા જોયા હતા તેવી નકલ કરવાની શરૂઆત આદરી દીધી. તે પોતે એવી વાતચીત કરતો કે તે કોઇપણ ભાષામાં બંધબેસતી આવતી નહિ. તેની ઘરવાળી પણ એજ ભાષા બોલતાં શીખી ગઇ. એટલુંજ નહિ પણ ગામમાંથી જે જે સ્ત્રી પુરૂષો સુધારાને નામે તેના ચેલા થયા હતા તે તે સ્ત્રીપુરૂષો તેની ભાષાનો ઉપયોગ કરવા લાગ્યા. વાંચક! તમારે હીરાનો તથા તેના ચેલાઓનો સુધરેલો સંસાર જોવો છે? તો તૈયાર થઇ જાઓ.

એક પ્રભાતે હીરાની ઘરવાળી ઘર સાફસફ કરવા માટે હાથમાં સાવરણી લઇ તૈયાર થઇ એટલામાં હીરો બહારથી ઘરે આવી ગયો. તે તેણીના હાથમાંથી સાવરણી ઝુટવી લઇ બોલ્યો તું આ શુ કરે સે? આવા સુધરેલા લુગડ માં સાવરણી શોભતી નથી. સુધારામાં એવો રીવાજ સે કે બધું કામ ભાયડાએ કરવું એમ બોલી તે ઘરમાં ઝાડું મારવા લાગ્યો. બરાબર એ વખતે પૂત્ર મુંબઇમાં ગમડળપણુ કરી પુરેપુરો સુધરી સસરાના ઘરે પાછો આવ્યો સે ઇ હમાચાર હાંભળી પેથાભાઇના ઘરે જઇ પુત્રને મળવા નિકળેલી મેથીબાઇ આંગણામાં આવી પહોંચી. તેણે વહુને નિરાંતે ઉભેલી જોઇને હીરાને ઘર વાળતો જોયો. જોઇને એતો આંગણાંમાંજ ડઘાઇ ગઇ.

હીરા! આ શું કરી રહયો સે?

ઓહોહો. માંકડ? તું ઇડર ક્યાંથી?

બિચારી મેથીબાઇ હીરાનો એકય બોલ સમજી શકી નહિ તેણે ચીડાઇને ફરી પૂછ્યું, હીરા મેઢે મૂછ લઇ આ સું કરી રહયો સે?

હું સુધરી ગયો છઉં.

બળ્યો તારો સુધારો. આ જાંગલા જેવો થઈ હાથમાં સાવરણી લઇ વાશીદું વાળી રહ્યો સે ઇ તારો સુધારો?

હોયસ! મશ મશ. હીરાએ તેની કાળી મડમ સામે જોઇ હુકમ કર્યો. ખાણાની તૈયારી કર. મારી માકડ ભુખી આવી હશે—

હીરો વાશીદામાંથી પરવારી રહ્યો એટલામાં એની ઘરવાળીએ ખાણાનો મેજ તૈયાર કર્યો

એમાં શું હતું?

ખાટલાની કીધી ખુરસી, મેજ ખોખાનો વળી.

ખાણામાં બે ભાખરા, દોણી છાસની ને ડુંગરી.

એવી સગવડતાવાળા ખાણા ઉપર હીરો ને હીરાની ઘરવાળી બેસી ગયા. પેથાભાઇ અને તેના ઘરવાળા પણ દીકરી જમાઇ સાથે સુધરી ગયા હતા. તેઓ અત્યારના ખાણામાં હાજર થયા.

વેવાણ! આગે શું ઉભા છો? હાલો ખાણા માથે બેહો નૈ તો ભુખ્યા રેહો.

દીકરાને વહુની ગુલામી કરતો તથા જાંગલા જેવો થઇ ફરતો જોઇ તથા કોઇ ન ખાય તેવી રીતે ખાવા બેસતો જોઇ મેથીબાઇના હૈયામ ગુસ્સાની હોળી ભડકી રહી હતી તેમાં પેથાભાઇના ઉપલા વેણુથી ઘી હોમાયું. તે દાંત કચકચાવતા નાડુકી ઉઠયા.

આવા સોકરા કરતા હું વાંઝણી રહી હત તો સારૂં હતું. જુઓ તો ખરા ભાયડા જેવો ભાયડો થઇને બાયડીની સાકરી કરી રહ્યો સે. મુંબઇ જઇ આવ્યો તે હગી માનેય વિહરી ગયો સે?"

માકડ! હીરો મદ્ધરને બદલે માને દેશ અંગ્રેજી ભાષામાં માકડ કહેતો તે તેની માને મનાવવા લાગ્યો. એમાં ગુસ્સો કેમ કરતી સે? આઇ એમ વેરી છોરી.

જયો સો ને પેથાભાઇ ! પેલા પુરૂં ગુજરાતી યે બોલતાં નોતું આવડતું, ઇ મુંબઇ જઈ રંગરેજી બોલતો થઇ ગયો. હે ભગવાન ! આ દીકરાનો તો દી-જ. ઉઠી ગયો સે.

માકડ ને નોનસન ખાણું ! કહે તો હીરો એનું અલકારી ખાણું ખાવા લાગ્યો. સાસુ સસરા અને મશમશ સાથે ખાણું લઇ રહ્યા બદ હીરાભાઇ ઉઠયા. અને મુંબઇમાં ખાણા બાદ સુધરેલાઓને ડેન્સ કરતા જોયા હતા તેની નકલ કરવા તથા કરાવવા લાગ્યા. દીકરાને તથા વેવાઇના આખા ઘરને મેથીબાઇ મીણના પુતળા માફક નાચતા જોઇ રહ્યા. જયારે નાચ પુરો થયો ત્યારે તે હીરા સામે છાતી પીટતા બોલ્યા.

કપાતર ! બોલ્યા તરગાળા જેમ નાસે સો ને આ તારા ઘરડા દાહુ હદરાને નચવેસો પણ બધા કેવા ભુંડા લાગ સે ઇ જાણે સે ?

જંગલી માકડ ! તું અમારા સુધારામાં શું સમજે સચ્ચ નોનશન.

ક્રોધ સે કહી મેથીબાઇ એજ વખતે તેના ગામ તરફ ચાલતા થયા. માના રીસાઇ જવાથી હીરાને થોડીવાર મઠું લાગ્યું પરંતુ રમવા જમવા અને નાચવા કુદવામાં સઘળો શોક વિસરી ગયા.

હીરાભાઇના ઉપદેશ વડે ગામમાં જે જે કુટુંબો સુધરી ગયા હતા તેઓના દુઃખનો અંતે પાર રહ્યો નહિ સ્રીવર્ગ માથાભરી થઇ ગયો. પુરૂષોને હીરાનો સુધારો હવે ભારી થઇ પડયો મીસીસ હીરાબાઇએ એક દિવસ તેના સુધરેલા સ્રી સમાજની જાહેર સભા ભરી. એ સભાની નીચેના વાકયો પરથી કલ્પના કરી લેવાની છે.

"દીઠો નહિ જગમાં કંઇ મેં તો સુધરો આટલો

તૂટેલ મકાનમાં સભા ભરાણી માચડાને બદલે ખાટલો.

નળીયાનું છાપરા પર નામનિશાન ન હોતુ. જેની ત્રણ દિવાલો પડું પડું થઇ રહી હતી અને એક તરફની દિવાલ પડી ગઇ હતી, તેવા ભેંકાર ઘરમાં સભા ભરાણી હતી. મકાનની વચ્ચો વચ્ચ એક

આટલો હલ્લો કરી તેના ઉપર મીસીસ હીરા બેવ પગે ઉભા રહી ભાષણ ભરડતા હતા

નાથી હજામડી, હીરાની સાસુ, કાથમરીબાઇ પટલાણી, ઓથમીરબાઇ ઓડણ, ગોમતીબાઇ ગોવાલણ અને તાનાબાઇ તેલણ એ બધી શ્રોતા બાનુઓ સસલાની પેઠે બન્ને કાન માંડીને એ ભાશણ સાંભળી રહ્યા હતા.

બાઇઓ અને ભાઇઓ ! સભામાં એકપણ આદમી નહિ હોવા છતાં મીસીસ હીરાએ માટીડાઓનું માન સાચવવા ખાતર ભઇઓને સંભાર્યા હતા. હવે આપણે સુધરી ગયા સઇએ એટલે ભાયડાઓ હારે આપણાં ઘરકામોના ભાગલા પાડી લઇએ. જો આપણે રાંધીએ તો ભાયડાઓને પાણી ભરાવીએ. જો આપણે વાસણો માંજીએ તો ઘરધણીઓ આગળ સંજવારી કઢવીએ. જો આપણે ગાર ગોરમટી કરીએ તો ભાયડાઓ પાસે આપણા જોડા સરૂ કરાવીએ. જો આપણે સોકરા જણીએ તો પૂરૂષોને જણાવી દઇએ કે આને ઉશેરવાનું આજથી તમારે માથે સે.

મીસીસ હીરાના ઉપરોક્ત ભભકાદાર ભાશણને તમમે તળીઓના ગડગડાટ વડે વધવી લીધું. કેટલાએક અગત્યના ઠરાવો પસાર કરીને એમ સુધરેલી સભા વિખરાઇ ગઇ પરંતુ તે દિવસથી પૂરૂષોને માથે ભારે વીતવા માંડી.

બિચારો હીરા તો ઉલ્લમાંથી નિકળી ચૂલ્લમાં પડયો. પ્રથમ ઘર-જમાઇ થઇ રહેવામાં કેવા ભયંકર કષ્ટો વેઠવાં પડે છે તેનો કડવો અનૂભવ કરી મુંબઇ ન્હાસી ગયો હતો તો વળી પાછો આપોઆપ એના એજ મૂસીબતનો ભોગ થયો.

ગામના પૂરૂષો ઘરવાળીઓના ત્રાસથી કંટળી હીરાને ઠપકો આપવા લાગ્યા કે મારા હીરા ! તું મુંબઇથી હુધારો લઇ આવ્યો એમાં અમારા ભોગ લાગ્યા સે. બાયડું અમારે માથે માછલાં ધોવે સે.

નાથી હજામડીના ભરથાર માલીયા હજામે દીવેલયું પીધા જેવું મોં કરી કહ્યું, જે દાડનું મારા ઘરમાં હુધરીયું ગડી ગયું સે તે દાડાનું

મને હખજ નથી રીયું. બાઇડીએ તમામ ઘરકામ મારે માથે નાંખી દીધું સે. મારે તે ગામમાં કોથળી ફેરવી પેટ ભરવું કે ઘરનું કામ કરવું?

પેથાભાઇએ અવળું પાટલુન સફળું કરતાં કહ્યું. "હીરા ! તારા સુધારાથી મારા ઘરમાં બમણું નુકશાન થયું. ગામના તમામ ઘરમાં એક એક બાયડી માથે સડી ગઈ પણ મારા ઘરમાં તો બાયડી ને સોકરી બેય જણીયું ખરાબ થઇ ગયું સે. હવે આ હુધારાને પાસો મુંબઇ મોકલી દે ને તો આપડા હાહરા જમાઇ બેયનાં ઘર ભાંગી જાહે

કોથમીર બાઇ પરસાણીના પતિ શ્રી પાંચાભાઇ બોલ્યા એલ્યા હીરીયા

" તારી બાઇડીના ભાહણથી બૈરું બગડી ગયું સે.

" કેવું મારું કરતું નથ્ય, બઉ માથે સગડી ગયું સે.

" કામ બામની વાત નૈં જ્યાં ત્યાં રખડી રહ્યું સે

" આ ભાત મારું લાવતી નથ્ય ઇ મોટું દુઃખ થયું.

ઓથમીર બાઇ ઓડણના ઘરવાળાએ ધડબાઈ ઓડે કકળાટ કરવા માંડયો.

" આ નો કરવાનાં કામ મારે ગામ વશે કરવા પડયા.

" ઘરમાં હું ઘુંસવાઇ રહ્યો. મારા પોઠીયા મરવા પડયા.

" આ તે હીરા કેવો હુધારો તારે સે વાયંડા.

" બાઇડી ફરે ગામમાં ઘર કામકરે ભાયડા.

ગોમતીબાઇ ગોવાલણના પતિદેવ ગાંગા ગોવાળ લાકડીના ટેકા ઉપર કાયા ટેકાવી જમણા હાથની વચલી આંગળી ડાબા કાનમાં ભરાવી હીરાને પુછવા માંડયું.

મોઢામાંથી ફુંટય તો ખરો, આ તારો હુધારો પાસો મુંબઇ મોકલાય એમ સે કે નૈં ? જ્યારથી મારી ઘરવાળી હુધરી ગઇ ત્યારથી દુધ વેસવાનું મુકી તારી બાયડી હારે રખડી રઇ સે.

" ઇ તો કાળું ધોળું કરતા નથ્ય. લાજ રાખી નાખે,

પણ દોરાનું વલોવાનું નાખ્યું સે મારે માથે

તાનાબાઇ તેલણના કંથ તેજાભાઇ તેલીએ પણ એવો જ બળાપો વ્યકત કર્યો તે એટલાજ વાકયો ઉચાર્યા

" ઉધઢી ગઇ સે આંખ હવે હુધારાનો સાર જોજો,

ઉતાવળા થાશોમા તેલ જોજો તેલની ધાર જોજો.

હીરો પણ હવે સુધારાથી ગળોગળ આવી ગયો હતો એટલે તે તમામ સાથે સહમત થયો. તેણે બધાને ઉપાય બતાવ્યો. ભાઇઓ આ જ થી હું સુધરેલો મટી પાસો બગડેલો થઇ ગયો સઉં. હવે તમને તમારં ઘરવાળીયુંને સ.ધીદાર કરવાનો રસ્તો બતાવી દઉં.

એ પછી હીરાએ તમામને ઉપાય કહી સંભળાવ્યો એટલે તેઓએ તુરતાતુરત ઘરે જઇ ઉપાય અજમાવ્યો. હીરાએ ઘરે જઇ તેન ઘરવાળી સામે ગભરાયલી સ્થિતિમાં ઉભા રહી રહી સંભળાવ્યું.

એલી એ ભારે થઇ

શું થયું. આમ ગભરઇ કેમ ગયા સો?

મુંબઇના હુધારાવાળઓ મને ગોતતા આંઇ આવ્યા સે.

હવે!

જો આપડે હુધારામાં પકડાઇ જાહું તો જેલખાનાના મેમાન થહું

મારે આવો હુધારો નથ જોતો કહી હીરાના મમમસે ઓરડામ જઇ હુધરેલા કપડાં ઉતારી તેના અસલ કપડાં પહેરી લીધા. એ પહેલ હીરો પણ મુંબઇ જઇ આવ્યા પહેલાં જેવો થઇ ગયો હતો.

હશ! ઘરવાળીને અસલ સ્વરૂપે અવલોકી હીરાએ છુટકારાન દમ ખેચ્યો.

" પેથાભાઇએ તેના પત્નિશ્રીને એક તરફ બોલાવી છરી બતાવ કહ્યું, જરા સરખી ઉભી રહેતો."

" શું મારૂં ખૂન કરવું સે?"

ના, નાક કાપવું સે.

"પણ વગર વાંકે?"

આપણા જમાઇએ કીધુ સે જે હુધરે ઇ મોઢા ઉપર નાકનો ભાર ન રાખે.

"ઇ જમઇ તો અક્કલ વગરનો સે. સુહ્મામાં પડયો એને હુધારો. રીસમાં ને રીસમાં એણે ઓરડામાં જઇ હીરાના કપડાં ઉતારી ફેંકી દીધા. ગોવાળે ઘરે જઇ ગોવાલણને સામે ઉભી રાખી કાઠિયાવાડી લાંબી ડાંગ ટાકી."

"આમ વગર વાંકે ઘા કરવો સે? ગોવાલણે ગભરાઇને પુછયું."

"ઘા, નથ્થ કરતો હુધારો મારું રુઉં"

"મારે હુધારો નથી રાખવો. ગોવાલણ બબડી. તેલીએ લાટથી, પટેલે રાશથી અને હજામભાઇએ અસ્રાથી એમ સહુએ પોતપોતાના શસ્ત્રોનું બળ બતાવી હીરાના સુધારાને પાછો હતો ત્યાં મોકલાવી દીધો.

એ દિવસથી ગામના તમામ પૂરૂષોના જીવનોમાં શાંતિ આવી. પરંતુ જે પૂરૂષ 'ઘરજમાઇ' તરિકે રહે છે તે જાણી જોઇને અશાંતિ, માન ભંગતા અને તકરાર વહોરી લે છે. હીરાને ડગલે ને પગલે પત્નિમાંના અપમાન, મહેણા અને તિરસ્કારો સહી લેવા પડતા હતા. સાસુ સસરાના ધાકથી તે વાઘ જેવી વહુને કંઇ કહી શકતો નહિ. તે મુંબાઇથી જે પુષ્કળ કમાઇ લાવ્યો હતો તે ખર્ચાઇ ગઇ તેથી સાસુ સસરા તરફથી લડાઇ ચાલુ થઇ કે જમાઇ હીણકમાઉ મળ્યો સે. અમારા ભેળો પડયો સે. દીકરીનો ભવ બગડી ગયો. કાંઇ અક્કલ બળી નથી. મેથીબાઇ એના જનમ વખતે મીઠું નાંખતાં ભૂલી ગયા સે!

આવા કડવા અનુભવો અનુભવી હીરાની આંખ ઉઘડી. હવે એને દુનીયાદારીની પુરેપુરી સમજણ પડી. તે બૈરીને લઇ પોતાને ઘરે ઉપડી જવાના વિચારમાં હતો તેવામાં તેને એકાએક એક તાર મળ્યો. તે તારમાં માત્ર આટલાજ વાકયો હતા.

હું ઉઘરાણીએ આવું છું. રકમ તૈયાર રાખો.

સાંભળીને હીરો થંડોગાર થઇ ગયો. જમઇ આ પાછું કાગળીયું વાંચી વચારમાં પડી જયા તે સારંબેરી તો કરી ને નથ્ય હલ્યા આવ્યા ને? સાસુએ પૂછ્યું-

ના, રે, એ તો મારો એક લેણદાર એનું લેણું લેવા આવે છે.

મુંબઇથી અગ ઉધાર રૂપીયા ઉપાડીને ભાગી આવ્યા લાગો સો. ઘરમાં અત્યારે રાતી પાઇએ બળો નથી. પશી તમારા બાપને શું મોઢું બતાવશો? બૈરી તાડુકી ઉઠી

આ ઍંશીને શાર વરહનો હું થયો તોય કોઇદી કોઇ માંગણાત.ળો મારે આંગણે સડગો નથ્ય. ઇ આ હીણુકમો જમાઇ સડાવશે. પેથાભાઈ તો આબરૂ બચાવવા કુવે અવેડે પડવા જવા તૈયાર થયા પણ એના ઘરવાળાએ રંડાવાની બ્હીકે રોકી રાખ્યા.

જવો, તમારા લેણદારને તમે જવાબ આપજો, સાસુએ જમાઇને ચોકખા શબ્દોમાં સંભળાવી દીધું,

બઉ હારૂ, પણ તમારે મારૂં એક કામ કરવું પડશે.

એક નેં બે કામ કરીએ પણ પૈસાની વાત કરશો મા.

હું મંદવાડનો ઢોંગ કરીને ખાટલામાં પડું સઉ જયારે મારો ભાઇબંધ આવે ત્યારે એને સંભળાવી દેજો કે અટાણે અમારો જમાઇ જમભાઇ હારે જવાની રકજક કરી રહ્યા સે.

ઠીક

ઠીક નેં એમ સતાંઇ નો જાય તો હું મરી ગયો સઉં એવો ઢોંગ કરી તમે બધા રોવા કુટવા માંડજો એટલે તે મને મરી ગયેલો ધારી પસો જશે.

નો થાય તો? પેથાભાઇએ પૂછ્યું

તો પછી મને મહણમાં મુકી આવજો.

જ્યાંઇ તમારી ઠાઠડીએ વળગી હારે આવે તો ?

તો એને જણાવજો કે અમારા ગામમાં રાતે મડદાં બાળવાની મનાઇ સે એટલે પ્રભાતે આવી એને બાળી જાશું. એમ ક ઇ મને એક ઉંડો ખાડો ખોદી એમાં સુવરાવી દઇ ઘરે હાલ્યા જજો. ખાડો ઇ પણ તમારી હારે મડણું બહાર નિકળશે ને ખોઇ જેવું મોઢું લઇ રોતોરાત ઉપડી જશે.

ઠીક

હીરાભાઇ તો માંદા હોવાનો ઢોંગ કરી પથારીમાં પડ્યા.

વાંચક ! ઉઘરાણીએ કોણ આવતું હશે ? હીરાનો પેલો મારવાડી મિત્ર. એ એના વતનમાં જઇ પરણ્યો અને બે પાંચ છોકરાઓનો બાપૂ થયો. એક દિવસ ઘરમાં નવરો બેસી ડાયરીના પાનાં ઉખેળી રહ્યો હતો એવે હીરાએ મુંબાઇના રેલ્વે સ્ટેશન ઉપર એક પાઇનું ખતું પાડી આપેલ તે પાનીયું નિકળ્યું.

મારો દિકરો ! હીરો વેપારનો સાવ ખાંડો નિકળ્યો હીરાનું જમા પસુ બીલકુલ કોરું જોઇને તે પોકારી ઉઠયો. તેને વિચાર ન થયો કે. લાવને એના મલકમાં જઇ આવું. ઉઘરાણી પતાવતો આવું. એના ઘર ખોરડાં જોતો આવું ને ઘણા દિવસથી મેળાપ નથી થયો તે મળતોય આવું ભલે સો પચ્ચાસનો ખર્ચ થઇ જાય.

એવો વિચાર કરીને તે ઉપડયો. ચડયો ટ્રેનમાં. કાઠિયાવાડના એક જંકશનમાંથી તેણે ચાલુ ટ્રેને હીરા ઉપર તાર ઝીકયો. તે તાર તો તેને ખુવાર કરવા રૂપ થયો.

હીરો પથારીવશ થયો તે પછી થોડીવારે મારવાડી નજીકના સ્ટેશનેથી હીરાને ગામ આવ્યો હીરાના આંગણામાં પગ મૂકતાં પહેલાં તેને સમાચાર મળી ગયા કે "હીરો બહુજ બીમાર છે. બચે તો બચે."

મારૂં લેણું આપ્યા પહેલાં મરી જાય નહિ એમ બોલતો તે હીરાને ઘરે જઇ તપાસ કરે છે તો હીરો પથારીમાં પડયો પડયો લાંબા શ્વાસો ઘુંટતો હતો

હીરા એ હીરા. હું મારવાડી આવ્યો.

પણ હીરો બોલ્યો નહિ મારવાડીને વ્હેમ પડયો કે બેટમજી મારી પાઇ ખોટી કરવા ઢોંગ કરતા લાગે સે. તેથી તેણે પાછા નહિ જતાં હીરાની ઘરવાળીને કહ્યું.

હું તમારા ઘરવાળાનો ખાસ ભઇબંધ સઉં. હું ને ઈ બેય જણા મુંબઇની બજારૂંમાં હારે દાડીયું કરતા

"લે હાંભળ જમાઇ વાત કરતાથાને કે મુંબઇનાં ગમડળની ગાદી માથે સડી બેઠા થાને ભૂકણ ગાડીયું ને ઘોડા ગાડીયુંમાં થડી ઘડીવારે સડતા ને પડતા.

અરે હું પંડે તારા બાપનું કપાળ ! ઇ હીરો હાવ ખોટો બોલે સે. પેથાભાઇ જમાઇ પ્રત્યે તિરસ્કાર બતાવ્યો.

મારવાડીએ તો હીરાને ઘરે અડીંગા જમાવ્યા. હીરો સમજ્યો કે મારવાડી ખસવાનો નથી તેથી તેણે મરવાનો ઢોંગ આદર્યો તે આંખો ચડાવી ગયો એટલે પેથાભાઇએ પોક મુકી અને હીરાની સાસુએ તથા વહુએ ધા પોકાર શરૂ કરી દીધો.

હીરાના મૃત્યુથી કોઇને કશો શોક થયો નહિ પરંતુ મારવાડીને માથે દુઃખનો ડુંગર તૂટી પડયો મારૂં કરજ ડુબાવીને હીરો મરી ગયો.

ભાઇ ! અમારી દીકરીના તથા અમારાં નસીબ ફુટી ગયા. હવે તમારે જવું હોય તો જાઓ. જેની પાસે તમારૂં માંગણું હતું એતો સરગપરના ગામતરાં કરી ગયો. એનો ખાલી દેહજ પડયો રહ્યો સે

હશે હવે લેણુંદેણું તો આ ભવે નહિ આવતે ભવે લેશું દેશું પણ બહુ ખોટું થયું. હું નહી જાઉં......

મારવાડીએ જાણ્યું કે વખતે બેટો મરી ગયો હોય તો? હવે તેના શબને નનામીમાં બાંધી ઘરબહાર કહાડે પછીજ જાઉં

બેઘડી વાટ જોયા પછી પેથાભાઇએ હીરાને હાઠડીમાં બાંધ્યો આડોશીપાડોશીને ખરી વાત સમજાવી પેથાભાઇએ પઢાવી રાખ્યા હતા, તેઓ ઓ ઓ કરતા હીરાને ઘર બહાર ઉઠાવી ચાલ્યા, પોતાનો વરઘોડો પોતાની નજરે નિહાળવાનું અહૂભાગ્ય તો સૌ કોઇને સાંપડે પણ પોતાની નનામી જોવાનું ભાગ્ય તો જગતના આજ લગીના ઇતિહાસમાં આપણા હીરાના ભાગ્યમાં હોવાનુંજ નોંધયું છે.

હીરાને ઘર બહાર લઇ ચાલ્યા પરંતુ મારવાડીનો વિચાર ચળ્યો નહિ. વખતે ઢોંગ હોય એટલે સ્મશાન સુધી મુકી આવું પછી જઉં. તે પણ માથે ફાળીયું ઓઢી ખોટે ખોટી ઓ ઓ કરતો બધા સાથે ચાલ્યો. પેથાભાઇ કહે તમે મહેમાન કહેવાઓ. મહેમાનોને મસાણમા ન લઇ જવાય. ન્યાતજાતમાં અમારી આબરૂ જાય પણ મારવાડી માન્યો નહિ.

હીરાને સ્મશાનમાં લઇ જઇ ઉતાર્યો. એ પછી પેથાભાઇએ મારવાડીને કહ્યું લ્યો હવે તમ તમારે જાઓ. મારવાડીએ જાણ્યું કે જરૂર હીરાએ મારૂં લેણું ખોટું કરવા ઢોંગ આદર્યો તે મર્યો નથી. તેણે ઢાવકે મુખે પેથાભાઇને જણાવ્યું, તમે આ શું બોલ્યા. અમે ને હીરો મુંબઇમાં વરહ બેવરહ હારે રહ્યા ને આજ હું એના શબને બળતું જોયા વીના જાઉં!

પેથાભાઇએ જાણ્યું કે આને હેતનો કટકો લાગે સે.

જુઓ મારવાડીભાઇ અમારા ગામમાં શબને રાત વખતે બાળવાનો રીવાજ નથી એટલે અત્યારે અહીં એક ખાડામાં શબ રાખી હલા જાશું, પરભાતે આવીને બાળી જાશું.

ભલે એમ કરો. હું આખી રાત મારા ભાઇબંધના શબને સાચવીશ.

પેથાભાઇ મનમાં સમજ્યા કે અમારા જમાઇના માથાનો જણાય સે.

હીરો મનમાં બોલી ઉઠયો—રામ! આ હરામખોર જાવાનો નથી.

પેથાભાઇએ એક ખાડો ખોદાવી તેમાં હીરાના શબને રખાવી દીધું. એને પછી મારવાડીને સાથે ચાલવાનો ઘણો આગ્રહ કર્યો પરંતુ તેનો નિશ્ચય ફર્યો નહિ એટલે પેથાભાઇ હીરાને તેના નસીબ પર મુકી ચલ્યા ગયા.

હીરો તો હલ્યાચાલ્યા સિવાય ખાડામાં સુતો હતો. મારવાડી બહાર બેઠો હતો. રાત સડસડાટ કરતી ચાલી જતી હતી એવામાં સ્મશાન વચ્ચેથી પાંચ ચોરો નિકળ્યા તેઓ હીરાને ખાડામાં પડેલો જોઇ બોલ્યા, આ કોઇ જીવતા જાગતા ઓલીયા લાગે છે

એક ઓલીઆમાં ૪ મહાણુના દેવ શે

આપડે માનતા માનો.

એક કહે જો અત્યારે સારો હાથ લાગી જાય તો હું અડધો ભાગ આ દેવતાને સડવીશ

બીજો કહે, આપણા છ આના

ત્રીજાએ ત્રણઆના અને ચોથાએ બે આની ભાગ માન્યો માનતા માનીને ચોરો ગયા. કોઇ સ્થળે રોકડ નાણાંનો સારો હાથ મારી પાછા સ્મશાનમાં આવી ભાગ પાડવા લાગ્યા. પાંચ સરખા ભાગ પાડી ત્રણ જણા માનતા મુકી આવ્યા. એટલામાં મારવાડી નાણાંનો ખખડાટ સાંભળી બેઠો હતો ત્યાંથી ઉઠયો, ગયો હીરા પાસે ખાડામાં મારો ભાગ!

હીરાએ બે ભાગ પાડયા. ચોથો ચોર પણ માનતા મુકી ગયો. પાંચમો ચોર હાથમાં એક પત્થર લઇ ઉઠયો.

આમ કેમ? એક ચોરે પૂછયું.

મેં દેવના દાંત પાડવાની માનતા માની સે.

એમ કહીને તે હીરાના ખાડા પાસે ગયો. મારવાડી.

હીરા પાસેથી અર્ધોભાગ લઇ બોલ્યો.

મારી પાઇ ?"

બરાબર એ વખતેજ પેલો ચોર દેવના દાંત પાડવા ખાડામાં ડોકયો. હીરાએ તેને માથેથી ટોપી ઝડપી મારવાડીની છાતીમાં મારતાં કહ્યું–લે આ પાઇમાં ટોપી કર જમે.

જમે મારવાડી હર્ષથી પોકારી ઉઠયો.

પણ ચોરે મુઠીઓ વાળી મારી મુકયા. ભાગો ભાગો.

કાંકાં. ચોરો ગભરાઇને પૂછવા લાગ્યા. અરે મહણમાં એટલા બધા દેવ ઉભરાણા સે કે આપડે એટલા બધા પૈસા મુકયા તોય ધરાણા નં એક તો મારી ટોપી લઇ ગયો.

સાંભળીને સઘળા ચોરો જે ભાગ પડયા હતા તે ત્યાંજ પડયા રહેવા દઇ ભાગી છુટયા. તેઓની તડબડાટી સાંભળી હીરો તથા મારવાડી ઉભય મિત્રો બહાર નિકળ્યા. અને ચોરોનો માલ હાથ કરી સરખે સરખા બે ભાગ પાડી સ્મશાન બહાર નિકળી ગયા.

બીજી પ્રભાતે મારવાડી મારવાડ તરફ ઉપડયો અને હીરો તેની ઘરવાળીને લઇ દામનગર જવા ઉપડયો. દામનગર જઇને તે તેની માતા પાસે કરેલા અપરાધોની માફી માગી રહેવા લાગ્યો.

હવે તો હીરો ચાલાક થઇ ગયો છે. તેની પત્નિ તેને શુદ્ધ અંતરથી ચહાય છે. મેથીબાઇ તો પુત્રને સુખ ભોગવતો જોઇ હરખાય છે. હીરો દામનગરમાં અત્યારે આબરૂદાર અને પૈસદાર ગણાય છે. કયારેક દામનગર જવાનું થશે તો આપણે હીરાને જરૂર મળશું. અત્યારે તો પ્રભુ તેને, તેની પત્નિને, મેથીબાઇને તથા પેથાભાઇને સહકુટુંબ સુખી રાખે.

॥ સમાપ્ત ॥